# રાખાયત બાબરીયો અને તેની રાણી સતી સોન કંસારી ચરિત્ર નાટક પંચાંકી.

રચીને પ્રસિદ્ધ કરનાર.

ખત્રી. ઉમર અબુ આટકોટના રહીશ.

આવૃત્તિ પહેલી—પ્રત ૭૫૦

નડીયાદ "સત્યસાગર" પ્રેસ.

સંવત ૧૯૪૪—સન ૧૮૮૮.

કીમત રૂ.૦—૮—૦

# રાખાયત બાબરીયો અને તેની રાણી સતી સોન કંસારી ચરિત્ર નાટક પંચાંકી.

ચ્યાંને પ્રસિદ્ધ કરનાર.

ખત્રી ઉમર અબુ આટકોટના રહીશ.

આવૃત્તિ પહેલી — પ્રત ૭૫૦

નડીયાદ "સત્યસાગર" પ્રેસ.

સંવત ૧૯૪૪—સન ૧૮૮૮.

કીમત રૂ૦-૮-૦

# અર્પણ પત્રીકા.

**સુદ્દા મહેરબાન જેઠાભાઇ તાલુકે જેતપુર ભાગદારવાળા નાગહમીરના કારભાસાહેબ-**

આપ સાહેબે આ પુસ્તક બહાર પાડવા અતી ઉત્કંઠાથી આશ્રય આપેલો છે. તેમજ બીજાં પણ પરોપકારી કામમાં કેટલાકને આશ્રય આપોછો એથી કરી આપનું મુબારક નામ પ્રસીદ્ધ થવા આ લઘુ પુસ્તક આપને અર્પણ કરૂંછું. અને ઇશ્વર પાસે આપનું હમેશાં કલ્યાણ થવા પ્રાર્થના કરૂંછું.

## હરીગીત છંદ.

**मा**ગું હું મંગળ માગણી, પ્રભુ પાસ  તારી આજ હું;
**ने**કી પુરૂશ શીરોમણીના, કષ્ટ સરવે કાપ તું.
**क**રિ દિર્ઘ આયુશ તેમની, પ્રભુ દીન દીને ચડતિ કરો;
**चं**ચળ મતિ છે એહની, વીભૂ અર્જ આ ઉરે ધરો.
**द**રબારમાં સૂ માન તેનું, છેક તો પ્રગટી રહ્યું;
**भा**વેથી કીર્તિ દાખવાને, અલ્પ વાક્ય હું કહું.
**इ**શ આશ પુરો તેહની, સર્વ કામ તેના સુભ વિશે;
**जे**મ ચંદ્ર તેજ ફેલાય તેમ, થાય કિર્તિ ચોંદિશે.
**ठा**મ ઠામે જશ પામે, કરો એહનું વીશ્વંભરા;
**मा**ઇ વડિલ છે તેમના, ગુણવંત ઉત્તમચંદ ખરા.
**इ**શ્વર કૃપાથી ચેનમાં, રેવાની વિનતિ ઉચરૂં;
અતિ પ્રેમથી સ્વિકારવાને, ગ્રંથ અરપણ આ કરૂં.

લી. શે. ઉમર અબુ
ગ્રંથ કર્તા.

# प्रस्तावना.

આ આર્ય ભુમીમાં ઘણી સતી સ્ત્રીઓ થયેલી છે, જેની હકીકત વીશેનાં નાટક રૂપી પુસ્તકો બાહાર પડેલાંછે.

આર્ય લોકના ધર્મ શાસ્ત્રમાં પતિ પાછળ સતી થવાનું કહેલ છે. ને તે પ્રમાણે સતી થવાનો આગળ રીવાજ હતો પણ હાલ તો તે તદન બંધ થયેલ છે.

જે જે સતીઓ થઇ ગયેલી છે તેઓએ પોતાના પતિને પ્રાણસમ ગણી, અતી સંકટ ભોગવી પોતાનુ શીયળ બચાવેલ છે અને એવા સંકટ સમયના વખતમાં પણ તેની ઇશ્વર ભક્તિ, અને ધીરજ તથા હીંમત બહુજ વખાણવા લાયક છે. એવી પતિવ્રતા સતિ સ્ત્રીચરિત્રનુ એક પુસ્તક બાહાર પાડવાનો મારો વિચાર થતાં ઇતિહાસ ઉપરથી એક દાખલો મળી આવ્યો. તે ઉપરથી આ પુસ્તક ગદ્ય તથા પદ્યમાં બનાવી સ્વદેશી જનોની સેવામાં મુકું છું.

આ પુસ્તકમાં સતી સોન કંસારીનો જન્મ ક્યાં ને કેવી રીતે થયો, તથા જન્મતાંજ તેને દરિયામાં નાખી દીધી, ત્યાર બાદ કંસારાને હાથ આવી, તે ત્યાં ઉછેરી મોટી થયા બાદ, તેના ઉપર આવેલ વીઘ્ન અને તે વીઘ્નથી ધુમલી નાશી જવું, ને ત્યાં રાખાયત બાબરીયા નામનો મીયાત બાબરીયાનો કુંવર. પોતાની ફઈને ત્યાં આવેલ. તે છેવટ તેણે તેટલામાંજ થોડુ ઘણું રાજ મેળવી રહેઠાણ કરેલું. કેમકે તે બહુજ પરાક્રમી પુરૂશ હતો. તેથી તે સાથે આ સોન કંસારીનુ લગ્ન થયું. બાદ, રાખાયતનું વારમાં જવું, તથા તેનું મૃત્યુ થવું તેની પાછળ સોનનું જવું તથ

સતી થતાં દુષ્ટોના પંજામાં ફસાઈ ત્યાં પડેલ કષ્ટ, ને તે-માંથી મુકત થઈ મીત્ર શરણ જતાં મીત્રે આપેલું શરણ તથા કરેલ યુદ્ધ અને છેવટ પોતે ગામને શ્રાપ દઈ સતી થઈ એ વીગેરે હકીકતનો ગદ્ય પદ્યમાં ચીતાર આપેલો છે.

આ સતિના શ્રાપથી ઘુમલી ઉજડ થયેલ છે. ને ત્યાં આ સતીનું દેરૂં પણ છે. ને તે સોન કંસારીનું દેરૂં એવી રીતે ઓળખાય છે.

આવી પતિવ્રતાસ્ત્રીઓમાંઆએક દાખલો ઉમેરવા જેવોછે.

આ પુસ્તક મેં મારા પ્રથમનાજ પ્રયાસથી રચેલછે તો તેમાં ભુલ ચુક પડી હોય તો વાંચનાર સાહેબો દરગુ-જર કરી મને લખી મોકલશે તો હું તેમનો એહશાનમંદ થઈ મારી ચુક સુધારી લઈશ.

કાઠીવાવાડમાં મારી જ્ઞાતના એટલે કોઈ મુસલમાને આવું પુસ્તક હજુ સુધી બાહાર પાડેલું મારા જાણવામાં નથી ને તે જ્ઞાતીમાં આ મારો પેહેલોજ પ્રયાસ છે. પણ મને કોઇના તરફથી મદદ મળી નથી. ફકત મે. માણેક-ચંદભાઈએજ કૃપા કરી મને આશ્રય આપી પુસ્તક બા-હાર પાડવા ખર્ચની મદદ આપી સહાયતા કરી છે જેથી તેમનો હું મોટો આભારી છું. ને તેથીજ તેમનું અમૂલ્ય નામ આ પુસ્તકમાં જોડી તેમનેજ અર્પણ કરેલું છે.

મારૂં મુળ વતન જામનગરના માહાલ આટકોટનું છે. પણ હાલ જેતપુરમાં વકીલાતના ધંધા અર્થે રહું છું. તો કોઈ પણ ગ્રહસ્થને આ પુસ્તક સંબંધી મને લખવું હોય તો જેતપુર લખી મોકલવું

**લી. શે. ઉમર અબુ**

**ગ્રંથ કર્ત્તા.**

૩૩૭૨

# રાખાયત બાબરીચો અને તેની રાણી સતિ સોન કંસારી ચરિત્ર નાટક.

## ઈશ્વર સ્તુતી.

રાગ કલ્યાણ.

( શ્રીજગત પતિ, ) એ ઢળમાં.

કૃપાળુ ઇશ્વરા, હે ભવ ભીતિ હરા;
જગતના બનાવનાર છો તમે ખરા.— ટેક
જે જગ કર્ત્તા દુઃખને હર્તા, જે જે જે જગરાય;
વિશ્વપતિ છે ગહન ગતિ, તુજ કળી નહીં શકાય.—કૃપા૦૧
અખીલ બ્રહ્માંડ વિષે છો ઇશ્વર વ્યાપિત સર્વે ઠામ,
આદિ અનાદિ એક નીરંજન, જય જય ગુણના ધામ.—કૃ૦ ૨
જે અજરામર જે વિશ્વંભર જે જગદીશ્વર ભૂપ
કૃપા નિધાના અંતર જામી, અકળિત રૂપ અનૂપ.—કૃ૦ ૩
હે ધરણીધર મહંત મુનીવર, નટવર ગુણ સૌ ગાય
તુજ ગુણ ગાતાં પાર નઆવે, સહસ્ત્ર મુખેથી ગવાય.—કૃપા૦૪
હે સૂરેશા નમન નરેશા, નમીયે વારમ વાર
હે ભીડ ભંજન સુમતીદાતા, વિનતી વળતી ધાર—કૃપા૦૫
સતી સોન કંસારી નાટક, ભજવે તારાં બાળ

વિઘ્ન વિદારી કાજ સુધારી, સાહ્ય કરો કીરતાર—કપા૦ ૬
પાત્ર જનો પ્રણમે છે પ્રીતે, ચરણે નામી શીશ
ઉપરપર કર નેહ નજરનીત, પ્રીતથકી જગદીશ—કપા૦૭

( ઇશ્વર સ્તુતિ થઈ રહ્યા પછી )

સુત્રધાર—સગ્રહ્રહસ્થો આટકોટ નીવાસી ખત્રી ઉમર અગુએ ખ્યાયત આગરીયો ને તેની રાણી સતિ સોન કંસારી ચરીત્ર નાટક રચેલું છે તે આજરોજ ભજવી બતાવીયે છીએ તો તે એક ચીતે શ્રવણ કરશો.

( તેટલામાં )

વિદુષક—અહા ! ત્રણ ગાઉના ત્રભેટા પર તમુરાનો અવાજ ક્યાં થાય છે? શું કાંઇ ધામધુમ થવાની છે?

સુત્રધાર—અરે હજુ તું આવ્યો ત્યાં તને ધામધુમ થવાની કેમ ખબર પડી ?

વિદુષક—તો અક્કલના બાજ માણસને ઇશ્વરે અક્કલ આપી છે તે કાંઈ વાટી ખાવા આપી નથી. વીચાર કરવાને આપી છે. તો તે ઉપરથી જાણવું જોઈએ. જેમકે " અનુમાનાયંતી પાડા કરીતં પોદલા " તો તે ઉપરથી જાણવું કે પાડો કરે તે પોદલોજ હોય.

સુ૦—અરે તું તો હુશીઆર માણસ જણાય છે

વિ૦—તું કોણ છે ?

સુ૦—પણ તું કોણ છે ?

વિ૦—એક ગામઠી ડોસો મારવા દે તો કહું.

સુ૦—ઠીક ભાઇ ત્યારે લે હું મારૂં નામ કહું

વિ૦—કહે ?

સુ૦—હું નાટકાચાર્ય છું.

વિ૦—અહા ! શું, નાટ જે " ખોરડાનું કહેવાય તેનો ચારો કરવા વાળો " એટલે નાટથી માર ખાવા વાળોછે?

સુ૦—અરે ! તું તો ખરેખરો મુર્ખ જણાય છે, સમજતો પણ નથી

વિ૦—( સુત્રધારને ગાલે તમાચો મારી ) લે ભાઈ ભૂલ્યો, હવે તું સમજાવ.

સુ૦—( ગાલ ચચવાળતો ) અરે બેવકૂફ તું તો ખરાબ માણુસ જણાય છે. તારી સાથે વાત ચીત કરવી; તે તો ભુતની ભાઈબંધાઈ જેવું છે. ચાલ નફ્ટ તારીસાથે બોલતો નથી. ( એમ કહી પાછો ફરે છે )

વિ૦—લે ભાઇ હવે હશે. પણ હવે સમજાવ.

સુ૦—પાંશરો થઇ સમજે તો સમજાવું, કેમકે તું મારૂં અપમાન કરે છે. તે મારાથી સહન થશે નહીં.

વિ૦—હવે તાકીદથી કહે તો સારૂં.

સુ૦—હું નાટકાચર્ય એટલે નાટક કરનારછું

વિ૦—ત્યારે મારૂ શું કામ છે ?

સુ૦—તું મારા નાટકમાં ટેકો આપીશ ?

વિ૦—અરે ! ટેકાને બદલે કહેતો તાડીનું આખું ઝાડ મુંકી દઉં.

સુ૦—જો ! વળી અવળાઇમાં ચાલ્યો.

વિ૦—કેમ, ટેકો નથી જોતો ?

સુ૦—એવો ટેકો નથી જોતો.

વિ૦—ત્યારે કેવો ? આડસરનો કે વાંભલાનો ?

સુ૦—અરે મુરખ નાટક ભજવવામાં.

વિ૦—ત્યારે એમ કહેને કે મદદ દઇશ

સુ૦—હું તો એમજ કહું છું. પણ તુ તારી અવળાઈમાંજ ચાલતા કરે છે.

વિ૦—ઠીક લે શું છે તે કહે ?

સુ૦—તું શું મદદ દઈશ ?

વિ૦—મને તો મારી મલાર રાગણીયો આવડે છે તે ગાઈ બતાવીશ.

સુ૦—તારી મલાર રાગણીયો કેવી છે તે મને કહે તો ખરો ? કેમકે અહીંથી જાણતો થાઉં તો અવસર ઉપર ગાવાનું કહેવાય.

વિ૦—તારે સાંભળવી છે ?

સુ૦—હા પણ તે રાગણીનાં નામ શું ?

વિ૦—ગધા મલાર, કુત્તા મલાર, બીલા મલાર.

સુ૦—અહા ! આ રાગણીનાં નામ તો મેં આજ પ્રથમજ સાંભળ્યાં; કદી સ્વપનામાં પણ સાંભળેલ નથી. પણ હવે એક મને કહીતો સંભળાવ ?

વિદુષક—ઠીક લે ત્યારે સભળાવું છું. ( એમ કહી બે ટાંટીયા પોહોળા કરી મોં આગળ મુઠી દેઈ ) જોજે હો ! ડરી જતો નહીં, ( એમ કહી મોટે અવાજેથી ) ભોંભોંભોં

સુ૦—અરેરે ! મારા તો કાન ચમકી ગયા; આ તે

રાગણી કે શું ?

**વિ૦**—કેમ કેવો ખુશી થયો.

**સુ૦**—ખુશીની તો વાત શું કહું, પણ જો આ રાગણી મારા નાટકમાં પડી હોય તો તરત મોચી પતરાની પુજા થાય; પણ તેં અગાઉથી મને સાંભળાવી તે ઠીક કર્યું.

( તેટલામાં દરબારી પટાવાળો )

**શેરખાં**—અરે ! આજ હમારે દરબારી ડબેમેં એક બીનવારસી ગધા આયા થા, સો ડબેમેં સેં નીકલ કે ભાગ ગયા હેં; ઉસકા અવાજ હીયાં સુના હેં; વો કીદર હેં, હીંયા આયા હેને ?

**સુ૦**—આંહી તો ગધો બધો કાંઇ નથી.

**શેરખાં**.—અબે, કસતે અબી અવાજ નીકાલા હે. ઓર તુમ જુઠ બોલતે હો ? કયા દરબારી માલ બેચ ખાના હે ?

**સુ૦**—અરે ! જમાદાર આંહી તો કોઇ જનાવર આવેલ નથી.

**શે૦**—અબે મેંને કાનોકાન ઉસકા અવાજ અબી સુના હે. અબી ભોં ભોં હુવા હે.

**સુ૦**—હા હા જમાદાર, એતો અમારા વિદુષક ગવૈયાએ પોતાની રાગણી ઉખેડી હતી.

**શે૦**—એસી રાગણી હોવે?

**સુ૦**—હા જમાદાર, એ તેણે નવી બનાવી છે.

**શે૦**—ઓ રાગણીકા નામ કયા ?

સુ૦—ગધામલાર.

શો૦—કયા બાત, સાલી રાગણીકા નામ ગધામલાર (એમ કહેતો કહેતો જાય છે.)

સુ૦—(વીદુષક પ્રત્યે) લે હવે એથી બીજુ શું કરી બતાલીશ?

વિ૦—કરૂં તો ભલાઇ, ન કરૂં તો બુરાઈ, નહીતર તારી શરમતો જાય.

સુ૦—અરે! આ તારી રીત તે કેવી ગણવી?

વિ૦—જેવી છે તેવી; પણ તારી પાસે આવશે નહી.

સુ૦—તું તો સાવ લપંગો છે; ચાલ હું તો મારૂં કામ કરૂં (એમ કહી પાછો ફરતાં)

વિ૦—હજુ મારા બીજા મલાર રાગ સાંભળ..

સુ૦—હા ભાઇ એતો રહી જાય છે. લે સાંભળાવ?

વિ૦—કુત્તા મલાર કહું કે બીલા મલાર?

સુ૦—તારી મરજીમાં આવે તે બોલ.

વિ૦—પણ તું મને કાંઇક ઇનામ દઈશ કે નહીં?

સુ૦—પેલા રાગનું ઈનામ તો ઉપર પ્રમાણે; અને આ બીજા રાગથી તો તારા પર પડે તે ખરૂં.

વિ૦—વળી પડવાનો શું છે?

સુ૦—મોચી પતરાનો વરસાદ બીજું શું?

વિ૦—છટ નોનશન; તને સારા નરસાની કદર નથી (એમ કહી ચાલવા માંડતાં)

સુ૦—અરે! તું કચવાઇને ન જા.

વિ૦—મને ભુખ લાગીછે.

સુ૦—એટલીવારમાં ભુખ લાગી ?

વિ૦—અરે ! હા. મારા ગુંજામાં રોટલો છે તે આં- હીંજ સ્વાહા કરી લઉં.

સુ૦—આટલી બધી માણસની ધાડ છે તે શરમા- ઈશ નહીં?

વિ૦—જો, મારી વાત એવી છે કે " ભુખ ન લા- ગી હોય ત્યારે જાણું માણસની ધાડ, ને ભુખ લાગી હોય ત્યારે સમજુ કાંટાની વાડ; એમ ધારી હોઇયાં ક- રી જાઉં તે દીવસ આખાનું કામ કાઢી નાખુ.

સુ૦—ત્યારે તારી ઇજત તો બહુ.

વિ૦—એ બધું તો ગુંજામાં લેઈને ફરૂં છું પણ હ- વે તો જઈશ. પાછું જરૂર પડતે બોલાવજે. ( એમ કહી જાય છે. )

——:():——

# રાખાયત બાબરીયો ને તેની રાણી
# સતી સોન કંસારી ચરિત્ર
# નાટક પંચાંકી.
## અંક ૧ લો.

---

પાત્રજનો.

| | |
|---|---|
| રાજા... ... ... | શંખોદ્ધાર બેટનો રાજા દુંદણુસી |
| રાણી... ... ... | " " તેની સ્ત્રી. |
| દાશી... ... ... | " " ની ગોલી. |
| સીપાઈ... ... ... | " પ્યારેખાં નોકર. |
| પ્રધાન... ... ... | " રાજાનો મંત્રી. |
| જોશી... ... ... | શંખોદ્ધાર બેટનો બ્રાહ્મણ લાલભટ. |
| સેનાધિપતી... ... | સૈન્યનો ઉપરી. |

# અંક ૧ લો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ——એકાંત મેહેલ.

રાજા—કેમ પ્રિયા, શા વિચારમાં છે?

રાણી—પ્રાણનાથ આપણી વૃદ્ધાવસ્થા થઈ પણ પ્રભુએ કાંઈ પણ સંતાન આપ્યું નહીં. વાંઝીઆ મેણું બહુજ ખરાબ છે.

રાજા—હા પ્રીયા, એ વાત ખરી છે ને પુત્ર વિના ઘણું દુઃખ છે, વળી તે વિષે શાસ્ત્રમાં કહ્યું છે કે—

**नरस्यपुत्रहीनस्यनास्तिवैजन्मनःफलं ॥ अपुत्रस्यगृहंशुन्यंहृदयंदुःखितसदा ॥ १ ॥ पितृदेवमनुष्याणांनानृणित्वंसुतांविना ॥ तस्मात्सर्वप्रयत्नेन सुतमुत्पादयेन्नरः ॥ २ ॥ नबांधवानमित्राणीनामासाःसुहृदस्तथा ॥ रोचंतेपुत्रहीनस्यनगजाश्वपदातयः ॥ ३ ॥**

અર્થ—પુત્ર વિનાના મનુષ્યનો જન્મ નિષ્ફળ છે. તેમજ તેનું ઘર પણ શૂન્ય છે. ને તેનું હૃદય પણ સદા દુઃખી રહે છે, વળી પીત્રુ, મનુષ્ય, ને દેવતા, એ ત્રણેનું રણ; જ્યાં સુધી પુત્ર નથી ત્યાં સુધી ઉતરાતુ નથી. તેથી

કોઈ પણ પ્રયત્ન કરીને પુરૂષે પુત્ર ઉત્પન્ન કરવો જોઇએ.

સગા વાહાલાં, ભાઈબંધ, કામદાર, તેમજ હાથી, ઘોડા વીગેરે વૈભવ પુત્ર વિનાના પીતાને સારો લાગતો નથી.

**રાણી**—હા, પ્રાણનાથ. એ વાત ખરી છે, પણ આપણા તકદીરમાં સંતાન પ્રાપ્તી કાંઈ પણ છે કે નહીં? એ જોતીશથી પુછાવી જુવો તો ઠીક.

**રાજા**—ઠીક પ્રીયા; હું આજ કચેરીમાં જઇ જોશીને બોલાવી પુછાવીશ, ને તેથી જેવી હકીકત હશે તે જણાશે.

**રાણી**—ઠીક પ્રાણનાથ.

**રાજા**—( દાશી પ્રત્યે ) એક શીપાઇને કહે કે લાલબટ જોશીને બોલાવી કચેરીમાં આવે?

**દાસી**—સારૂ મહારાજ ( એમ કહી બાહાર જઈ પ્યારેખાં સીપાઈને કહે છે )

**રાજા૦**—હવે પ્રીયા હું કચેરીમાં જાઉં?

**રાણી૦**—પધારો.

**રાજા૦**—ઠીક (એમ કહી જાય છે)

**રાણી૦**—(એકલી) અહા!! હે કૃપાળુ પ્રભુ, આ સંસારમાં પુત્ર વિનાનું કાંઈ પણ સુખ નથી, અમારી વૃદ્ધાવસ્થા થઇ પણ કાંઇ સંતાન તેં આપ્યું નહીં. ( એમ કહી ઈશ્વર સ્તુતી કરેછે )

**સીતાજીના મહીનાનો રાગ.** ( તાલ દીપચંદી )

અંતર જામી અહોનીશ ઈશ, અતી પ્રિતથી કહું;

શીશુ વિનારે મુજ મહારાજ, રીઝી કેમ હું રહું. ૧
શંકર સારદા પુરોને આશ, શંકા શીદને કરો;
કરવા દાશીના પુરારે કોડ, કર શીરપર ધરો. ૨
રણછોડ રશીયાજીછો રાય, રટણ તારૂં કરૂં;
વન્હિ પ્રગટેરે વીઠલ રાય, પાયે શીશ હું ધરૂં. ૩
ધર્મ કુમાર ધરણીના નાથ. ધ્યાને ધારૂં તુજને;
મારૂં દુખડું કાપોરે દયાળ, પુત્ર આપો મુજને. ૪
નયણે નીરની વહે છે ધાર, કારણ હશે ભૂતનું;
હું છું પુરણ પાપણી નાર, સુખ નહીં સુતનું. ૫
મુજ અબળા તણો શો ઉપાય, જાણોછો જદુપતિ;
સૃષ્ટી જાણું હું સર્વ સ્મશાન, હવે વૃદ્ધ છે પતિ. ૬

( એ પ્રમાણે ઈશ્વર સ્તુતિ કરી રહ્યા પછી )

આજે રાજાને પ્રશ્ન લેવાનું કહેલ છે, તો હવે કચેરીમાંથી પધારશે ત્યારે ખબર પડશે. ઇશ્વર કરે ને સારૂં પ્રશ્ન આવે તો ઠીક; નહીં તો જેવી હાલત છે તેવી ભોગવવી પડશે. ( નીસાસાથી ) હર હર ! ! પ્રભુ કરે તે ખરૂં.

—o()o—

## પ્રવેશ ૨ જો.

સ્થળ—કચેરી.

**રાજા**—કેમ પ્રધાનજી ?

**પ્રધાન**—હાં હજુર.

**રાજા**—રાજની સ્થીતી કેવી છે ?

**પ્રધાન**—બહુ સારી છે.

રાજા—જોશીને બોલાવા સીપાઈ ગયો છે તે હજુ આવ્યો નહીં.

પ્રધાન—હમણાં આવશે. ( તેટલામાં )

પ્યારેખાં—હજુર એ જોશી આયે.

રાજા—આછા.

લાલભટ—હજુરને આશરવાદ.

રાજા—પધારો જોશીજી.

લાલભટ—હા મહારાજ.

રાજા—તમારૂં આજ એક કામ પડ્યું છે.

લાલભટ—( રાગ અરે લાવ દેવતુ જલ્દ આ. ) એ ઢબમાં.

કહો રાય મારૂં, પડ્યું શું છે કામ;
હુકમ હોય તે મુજ, સુણવાની હામ.

રાજા—પડ્યું જોશી આજે, તમારૂં એ કામ;
નહીં સંતતી આપી, હજુ ભોળા શ્યામ.
થઈ વૃદ્ધાવસ્થા, અમારીરે આજ;
નહીં થયું મનનું, કંઇ પૂરૂ કાજ.
પુત્ર વીનાનું છે, મેણું બહુ;
ખરી વાત ચિત્તથી, હું આજે કહું.
નશીબમાં સંતાન, છે કે નહીં;
તે કહેવાને આપ, બોલાવ્યા અહીં.
કહો જોશ જોઈ, ખરે ખરી વાત;
ટળે જેથી મનની, સઘળીરે ભ્રાંત.

**લાલભટ**—હુકમ આપનો હું ચડાવીને શીર
લઉં પ્રશ્ન હમણાં, ન થાવ દીલગીર
( એમ કહી વેઢા ગણી કુંડળી કરી. જોશીએ રાજા સામુ જોતાં )

**રાજા**—થયું હોય પ્રશ્ન તો, સઘ કહો;
અતી વખ્ત હવે, જાયે વહ્યો.

**જોશી**—મારા જોશમાં આવી, એવી વાત;
થશે એક પુત્રી, કહું ખરે ખાત.
એવું જોશ મારૂં, કહે છે સહી;
માનો વાત નિશ્ચય, સંદેહ નહીં.

**રાજા**—એટલું થાય તો પણ ઈશ્વરની કૃપાજાણવી.

**પ્રધાન**—હા હજુર.

**રાજા**—જોશીને સાલ, મંદીલ, અને રૂ૫૦૦ આપો.

**પ્રધાન**—બહુ સારૂં મહારાજ ( એમ કહી આપે છે )

**રાજા**—કેમ જોશીજી ખુશી થયાને?

**લાલભટ**—હા મહારાજ.

**રાજા**—તો સારૂં.

**લાલભટ**—હજુર મને હવે રજા છે ?

**રાજા**—ભલે પધારો.

**લાલભટ**—મહારાજને આશીર્વાદ (એમ કહી જાય છે) ને હસ્તાં (સ્વગત) આજતો ભવોભવની ભુખ ટળી ગઈ ( એમ વીચાર કરતો કરતો જાય છે )

રાજા—કેમ પ્રધાનજી ? પ્રશ્નમાં તો એક પુત્રીનું આવે છે. ઈશ્વર કૃપાથી એટલું થાય તો પણ બહુ સારૂં.

પ્રધાન—હા, હજુર.

રાજા—ઠીક હવે કચેરી બરખાસ્ત કરો ( સર્વ ઉઠી જાય છે )

---

## પ્રવેશ ૩ જો.

સ્થળ—એકાંત મહેલ.

રાજા—કેમ પ્રિયા ?

રાણી—હાં પ્રાણનાથ આજે શું હકીકત બની.

રાજા—પ્રશ્ન લેવરાવ્યું, તેમાં સંતાન વિશે એક પુત્રી થવાનું આવે છે.

રાણી—ઇશ્વર કૃપાથી એટલું થાય તોપણ બહુસારૂ.

રાજા—હા પ્રીયા ઇશ્વર મરજી હશે તેમ થશે.

રાણી—હા, પ્રાણનાથ, એતો ખરૂં છે તે.

રાજા—હવે જરા વિશ્રામ કરવા વિચાર છે.

રાણી—આપની મરજી. (એમ કહી વીશ્રામ લે છે)

---

## પ્રવેશ ૪ થો.

સ્થળ——કચેરી

રાજા૦—પ્રધાનજી ?

પ્ર૦—હાં હજુર.

રા૦—વસુલાતના ધારાનું કામ પૂરૂં થયું?
પ્ર૦—હા, મહારાજ.
રા૦—સેનાધિપતિ કેમ આવ્યા નથી?
પ્ર૦—હમણાં આવશે. (તેટલામાં)
સેનાધિપતિ—હજુર વંદન કરતા હું.
રા૦—રાહ (સુણુ એ અઝલમ)
સુણો, સૈન્ય પતિ, કેવી સૈન્યની ગતી;
થઈ જાણવા મતી, કરો વર્ણન અતી.
કેવી સુરની કૃતિ, ને વીદેશમાં છતી,
સુણો સૈન્ય પતી. ૧

સે૦— રાગ ઉપરનો.
હજુર, અર્જ હું કરૂં, હુકમ દીલમાં ધરૂં,
સૈન્ય શુરમાં ખરૂં, નકી વાકય ઉચરૂ;
છે વિદેશમાં છતું, તેનું સુર ગાજતું.—હજુર ૧
દેખી દુષ્મનો ડરે, સંગ યુદ્ધનાં કરે,
સામો પગ ના ભરે, કદી ભરે તો મરે;
એવું યુદ્ધમાં ખરૂં, કહે મન માહરૂં—હજુર ૨

રા૦—વાહ! સેનાધિપતી! સૈન્યની આવી હકીકત સાંભળી હું ઘણો ખુશી થાઉ છું.

સે૦—હજુર, હમેરા કામ હે કે જીસકા નીમક ખાના ઉસકી નોકરી દીલજાનસેં બજાના ચાહીયે.

રા૦—હા સેનાધીપતિ, નીમકહલાલ નોકરનું તો એ-જ કામ છે- કેમ પ્રધાનજી?

પ્ર૦—હા હજુર.

રા૦—એવા બધા નીમકહલાલ નોકર હોય તો બહુ સારૂ.

પ્ર૦ —હા. હજુર આપના સર્વ નોકર એવાજ છે.

રા૦—તો સારૂ. ( કચેરી બરખાસ )

---

## પ્રવેશ ૯ મો

---

સ્થળ——એકાંત મેહેલ.

રાજા—કેમ પ્રીયા શું છે?

રાણી—સારૂં છે પ્રાણનાથ.

રાજા—ઇશ્વર કૃપાથી તને શ્રીમંત રહ્યું એ સાર થયું. ને હવે આપણી ઇચ્છા પૂર્ણ થાય તો સારૂ.

રાણી—પણ પ્રાણનાથ મને શ્રીમંતના દીવસો હવે ભરાઈ આવ્યા છે, તો આજકાલ ફરજંદ પ્રાપ્ત થવાનું મને જણાય છે.

રાજા—ઠીક પ્રીયા, ત્યારે સુયાણીને આપણા મેહેલમાંજ હમણાં રહેવાનું કરૂં તો કેમ?

રાણી—તોપણ સારૂં; પ્રાણનાથ.

રાજા—ત્યારે એ સગવડ હું કરીશ. પણ હવે જમવાને કેટલી દેર છે?

રાણી—પધારો તેટલી વાર છે.

રાજા—ઠીક ચાલો ત્યારે (ઉઠે છે)

## પ્રવેશ ૬ ઠો.

સ્થળ—કચેરી.

રાજા—પ્રધાનજી ?

પ્રધાન—હાં હજુર.

રા૦—આપણી રાજ્યની સ્થીતી તો સારી છે પણ વસ્તીમાં સુલેહ કેવી છે?

પ્ર૦—હજુર કોઈ જાતનું તડ તોફાન નથી.

રા૦—ત્યારે તો ઠીક. ( એટલામાં દાશી )

દાશી—મહારાજ મારી બાઇને દીકરીનો પ્રસવ થયોછે.

રા૦—એમ ?

દા૦—હા મહારાજ.

રા૦—( ખુબ ખુશી થઈને ) પ્રધાનજી આ દાશીને સાલ, મંદીલ ને રૂ ૨૦૦) ઈનામ આપો.

પ્ર૦—ઠીક હજુર. (એમ કહી આપેછે ને દાશી જાયછે)

રા૦—ઈશ્વરે માંડ માંડ આવો શુભ અવસર આપ્યો એ તેનો ઘણોજ ઉપકાર માનવો જોઈએ. ઘણે દીવસે આશા સફળ થઇ ને વાંઝીઆ મેણું ટળ્યું. તેની ગહન ગતિ છે.

પ્ર૦—હા હજુર.

રા૦—હવે ગામમાં સાકર વેંહેચાવો. ને બ્રાહ્મણોને દક્ષણા આપો.

પ્ર૦—સારૂં હજુર ( એમ કહી તે પ્રમાણે સવડ કરે છે )

રા૦—ઈશ્વરે આવો અવસર આપ્યો એ અતીશે ખુશીની વાત છે. કાંઈ સંતાન નહોતું તેથી તો ઘણુંજ સારૂ.

પ્ર૦—હા હજુર. ( તેટલામાં દાશી આવતી જોઈ )

રા૦—ફરીવાર દાશી આંહી આવે છે તો વળી શું કામ હશે ?

પ્ર૦—હજુર હમણાં જણાશે ( તેટલામાં )

દા૦—મહારાજ, મારી બાઇને જે પુત્રી અવતરી છે તે દાંત સહીત અવતરેલ છે.

રા૦—અહા !!! એમ કેમ !

પ્ર૦—હજુ, એ તો કાંઇ નવાઇની વાત ગણાય.

રા૦—તેનું કારણુ શું હશે

પ્ર૦—જોશીને બોલાવી પુછવાથી જણાશે.

રા૦—ત્યારે જોશીને બોલાવો !

પ્ર૦—લ્યો હજુર ( એમ કહી ) પટાવાળા.

પટાવાળો—ક્યા હે હજુર.

પ્ર૦—આપને જોશી લાલભટકુ બુલાવ.

પ૦—અછા હજુર (એમ કહી જાય છે )

રા૦—અહા ! માંડ માંડ એક પુત્રી થઇ તેમાં પણ આવી રીતે હકીકત બની. ખરેખર તકદીરની વાત મોટી છે. ઠીક !! ઈશ્વર ઇચ્છા જોરાવર છે.

પ્ર૦—હા મહારાજ તે તો ખરૂંજ છે તો (તેટલામાં)

પ૦—હજુર એ જોશીજી આવે.

જોશી—મહારાજને આશર્વાદ.

ગ્ર૦—પધારો જોશીજી.

જો૦—હા, મહારાજ. શું હુકમ છે?

રા૦—રાહ ( ઓખાહરણનો )

મુજ ઘેર થઈ પુત્રી આજ,
તેનું પ્રશ્ન લહો જોશી રાજ.
દાંત સહીત જન્મ થયો છે,
સંશય એથી મુજ વધ્યો છે.
તેનું કારણ કહોને આપ,
ટળે સકળ મનનો સંતાપ.

જો૦—( પ્રશ્ન લઇ )

લીધું પ્રશ્ન ખરૂં મેં આજ,
કહું આપ શ્રવણ થવા કાજ.
દીન ત્રણ રહે, રાજ વાસ,
તો તુજ રાજ, થશે સર્વ નાશ.
વળિ કુળ વાઘેલ, કહેવાય,
નકિ તે પણ નીરવંશ જાય.
એહ પ્રશ્ન આવ્યું આજ મારૂં,
રાય ખચીત વાત ઉચ્ચારૂં.

રા૦—( આ સાંભળી બહુજ ઉદાસ થઇ ) અહા ! હે પ્રભુ, તારી ગતિની બલીહારી છે. ઘડીમાં રાજી કરે અને

ઘડીમાં કરાજી કરે. ઠીક તારી ઈચ્છા, હર હર !

જો૦—મહારાજ મને રજા છે?

રા૦—હા, પધારો.

જો૦—આશરવાદ ( એમ કહી જાય છે )

રા૦—પ્રધાનજી! હવે શું ઉપાય કરવો? જો ત્રણ દીવસ એ પુત્રી રાજમાં રહી તો પાયમાલ થવા જેવું છે. માટે હવે શું કરવું.

પ્ર૦—કાંઇક યુકિત થાય તો સારૂં.

રા૦—ત્યારે એમ થાય તો ઠીક " કે તેને લાકડાની પેટીમાં નાખી બરાબર પેક કરી સમુદ્રમાં તરતી મુકી દેવી. કેમકે તેથી આપણી ભૂમીમાં તેનું મરણ થયું ગણાય નહીં "

પ્ર૦—હા હજુર એમ થાય તો પણ ઠીક છે.

રા૦—ત્યારે પેટી મંગાવો ને એ પ્રમાણે કરી તમે પોતે મુકી આવો.

પ્ર૦—સારૂ હજુર.

રા૦—જરા પણ ઢીલ ન કરો ને જાવ.

પ્ર૦—સારૂ હજુર હું એજ સગવડ કરૂં છું ( એમ કહી જાય છે. )

રા૦—(એકલો) અહા ! ! જગકર્તા, તારી કુદરત ન્યારી છે. અમારો તો ભવ જેવો હતો તેવોજ થઇ રહ્યો હર હર. ( એ પ્રમાણે નીરાશ થઈ વીચાર કરે છે. )

( પ્રધાન પેટી મુકી આવે છે )

રા૦—કેમ પ્રધાનજી શું કર્યું?

પ્ર૦—હજુર એ પ્રમાણે સગવડ કરી સમુદ્રમાં પેટી મુકી આવ્યા.

રા૦—ઠીક. ( પછી કચેરી બરખાસ્ત. )

# રાખાયત બાબરીયો ને તેની રાણી
# સતિ સોન કંસારી ચરીત્ર
## નાટક પંચાકી
## અંક ૨ જો.

---

પાત્રજનો.

| | |
|---|---|
| કંસારો... ... ... ... | સીયાની બંદરનો રહીશ એક કંસારો. |
| કંસારી... ... ... ... | તેની સ્રી. |
| જમના... ... ... .... | તેની દીકરી |
| પ્રભાત ચાવડો,...... ... | સીયાંની બંદરનો રાજા |
| દોલતખાં... ...... ... | તેનો જમાદાર |
| પેપડીખાં... ...... ... | સીપાઇ |
| સોન... ... ...... ... | સંખોદ્ધાર બેટના રાજા દું-દણુસીની દીકરી તે કંસા-રાને હાથ આવેલ છે તે. |

# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ કંસારાનું ઘર.

**કંસારી**—બેટા જમનાં? આજ તારો બાપ દરીયા કાંઠે લાકડાં લેવા ગયેલ છે તે હમણાં આવશે; માટે રસોઈની તૈયારી કરીએ, ચાલ ઘરમાં.

**જમનાં**—ઠીક બા. ( તેટલામાં ખડકીનું કમાડ ખડખડતાં ) પણ બા ખડકીયે કોઇ આવ્યું જણાય છે.

**કંસારી**—જો, જોઈએ કોણ છે. ?

**જમનાં**—( કમાડ પાસે જઈ ) બા મારો બાપ છે.

**કંસારી**—ઠીક. ( કંસારો લાકડાની ભારી સહીત આવતાં ) કેમ આટલીવાર લાગી ?

**કંસારો**—જરા દુર ગયો હતો.

**કંસારી**—અમે રસોઈની તૈયારી તો હમણાંજ કરતાં હતાં.

**કંસારો**—ઠીક ( એમ કહી લાકડાની ભારીમાંથી પેટી કાઢતાં )

**કંસારી**—એ શું ? પેટી ક્યાંથી ?

**કંસારો**—તારે શું કામ છે ? મળી જ્યાં ત્યાંથી.

**કંસારી**—પણ ક્યાંથી મળી ? કહો તો ખરા ?

**કંસારો**—આજ દરીયા કીનારા તરફ લાકડાં સારૂ

ફરતો હતો તેટલામાં આ પેટી નજરે ચડતાં મેં કાઢી લીધી.

કંસારી—ઠીક કર્યું, પણ એમાં શું છે?

કંસારો—લ્યો જોઈએ.

કંસારી—હું ઉઘાડું. ( એમ કહી પેટી ઉઘાડતાં માંહે એક બાળક માલમ પડતાં ) અરે ! આમાં તો બાળક જણાય છે. અહા ! તે તો એક બે વાસાનું જણાયછે

કંસારો—હેં ! ( એમ કહી જુવે છે )

કંસારી—તેમાં બાળક કયાંથી?

કંસારો—કેમ ખબર પડે ? પણ કોઇ ઊંચા ઘરનું હોવાનું તેના રૂપ ઊપરથી જણાય છે.

કંસારી—હા, એમજ જણાય છે.

કંસારો—ગમે તે હોય પણ ઈશ્વરે આપણે હાથ મેળવ્યું. તો તેને આપણી પુત્રી સમાન ગણીને ઉછેરવી જોઇએ.

કંસારી—હા એમજ કરવું જોઇએ.

કંસારો—ઠીક ત્યારે તેને દુધ પીવરાવ.

કંસારી—લ્યો. પીવરાવુંછું ને તમે ઘરમાં જાવ.

કંસારો—ઠીક.

( પછી કંસારી તેને દુધ પાયં છે )

કંસારો—( ઘરમાંથી આવી ) કેમ દુધ પાયુ ?

કંસારી—હા.

કંસારો—હવે તેની બરદાશ બરાબર રાખજે કેમકે

હું આવતી કાલે વીદેશ જવાનોછું. તો ઘણા દીવસે અવાશે. માટે બરાબર સાચવજે.

કંસારી—તેમાં જરા પણ કહેવું પડશે નહીં.

કંસારો—તો, સારૂં.

( પછી બીજે દીવસે તે વીદેશ જાય છે )

---

## પ્રવેશ ૨ જો.

સ્થળ—કંસારાનું ઘર.

કંસારી—બેટા જમનાં ? તેં બધું કામ કરીલીધું ?

જમનાં—હા, મા.

કંસારી—આ, તારી બેન છે તેને હવે તું રમવા જાય ત્યારે ભેગી લેઇ જજે.

જમનાં—સારૂં મા. પણ મારો બાપ આજ ઘણા દીવસ થયા પરદેશ ગયા છે, તે હજુ કેમ આવ્યા નહીં?

કંસારી—બેટા; હવે આજ કાલ આવશે.

જમનાં—પણ બા, આટલા બધા દીવસો કેમ લાગ્યા હશે?

કંસારી—તું છોકરૂં શું જાણે ?

( તેટલામાં ખડકીનું કમાડ ખડખડતાં )

જમનાં—બા કોઇ આવ્યું જણાય છે.

કંસારી—જા, જોઇએ કોણ છે:

જમનાં—( કમાડ ઉઘાડતાં પોતાના બાપને જોતાં એક દમ દોડતી પોતાની મા પાસે આવીને ) અરે ! મા

મારા બાપ આવ્યા !

**કંસારી**—ખોટું બોલે છે કે ?

**જમનાં**—ના, બા, સાચે સાચું. ( એમ કહી )જો, આ આવ્યા !

**કંસારી**—હા, બેટા ખરૂંને શું ! ( તેટલામાં )

**કંસારો**—કેમ જમનાં ? કેમછે ?

**કંસારી**—( ખુશી થતી. ) બોલ જમનાં બોલ ? ( એમ કહે છે પણ જમનાં બોલતી નથી )

**કંસારો**—પેલી છોકરી ક્યાં ?

**કંસારી**—ઘરમાં છે ( એમ કહી જમનાં પ્રત્યે ) જા જમનાં તારી બેનને બાહાર બોલાવીઆવ.

**જમનાં**—ઠીક ( એમ કહી સોનને બોલાવી લાવેછે)

**કંસારો**—અરે ! આ છોકરી તો મોટી થઇ ગઇ, તેનું કાંઈ નામ પાડયું છે કે નહીં ?

**કંસારી**—હા, સોન નામ પાડયું છે.

**કંસારો**—વાહ ! નામતો સારૂં પાડયું છે. ( એમ કહી સોન પ્રત્યે ) બેટા આંહી આવ. ( સોન નજીક આવતાં તેને ખોળામાં લઇ, કેમ બેટા કેમ છે ? એ વીગેરે મધુર વચનોથી તેનાપર પ્યાર કરે છે

**કંસારી**—સોન, બોલે ચાલે પણ હુંશીયાર છે. આપણી બધી દીકરીમાં તેના જેવી કોઇ નથી.

**કંસારો**—ઠીક. ( એ પ્રમાણે વાત ચીત કરે છે )



## પ્રવેશ ૨ જો.

સ્થળ—પ્રભાત ચાવડાનો મહેલ.

**પ્રભાતચાવડો**—ક્યું દોલતખાં ?
**દોલતખાં**—હાં હજુર, ક્યા ફરમાશ હે.
**પ્રભાતચાવડો**—ક્યા, કુછ નયે ખબર હે ?
**દોલતખાં**—હાં હજુર હેતો ખરે.
**પ્રભાતચાવડો**—ક્યા હે ?
**દોલતખાં**—રાહ ( ખુશ રહો શનમજા )

એક દેખ અપ્સરા આજ, બના દીવાના;
મેરા દીલકા તબસે, નહીં રહા ઠીકાના.
નુર સૂર ઊસીકા, જબસેં મેંને દેખા;
દુનીયામે કબી એસા, નુર નહી હેગા.
નાજુક બદન હે, ઓર ગાલપે લાલી;
હે પતલી કમર ઓર, બડી છટાકે વાલી.
ક્યા કહું આપ કે પાસ, તારીફ મુખસેં;
એ સબી બાત તુમ જાનો અપને દીલસેં.

**પ્રભાતચાવડો**—રાગ ઊપરનો.

એસી નાજની નહીં દેખી, કબી મેંને;
બતા મુજે એ જલ્દ, કહાં દેખી તેને.
લાનેકા ઉસકું કરતું, જલ્દ તૈયારી;
આશક ઉસપે મેરા હુવા, દીલભારી.
જહાં હોવે તહાંસેં, પકડ જલ્દ આના;

પ્યાર દેર હસીમે જરા, તુને નહીં લાના.
બે ચેન હુવા હું સુનકર, બાત એ તેરી;
અબ જલદીસે મુરાદ, પુરી કર મેરી.

દોલતખાં—(અરે દેવ કર કરદ બેદાલકા) એ રાહ

કંસારેકી લડકી વોહી નાજની;
નુરાની ચેરેસે, વોહ હે બની.
અબી જાકે કરતા, રખો આપ ધીર;
નહો કુછ દીલમે, જરા દીલગીર.

પ્ર૦ ચા૦—વોહ કહાં હે ?

દો૦—ઇહાંજ હે.

પ્ર૦ ચા૦—તબ ઊસકી શાદી હમારે સાથ હોવે એસા હોવે તો અછા.

દો૦—હાં, સાબ ઉસમે ક્યા.

પ્ર૦ ચા૦—લેકીન તાકીદસે પેરવી હોવે તો અછા.

દો૦—હજુર, વોહ કંસારેકુ મે બરાબર સમજા કે; આપના કામ પુરા કરૂંગા.

પ્ર૦ ચા૦—ક્યા ઇસકુ હીંયા બુલવાઈગા ?

દો૦—હાં, સાબ. ઇહાં બુલાઉંગા.

પ્ર૦ ચા૦—હાં, દોલતખાં તું મેરા નિમકહલાલ નોકર હે; ઓર તેરા ભરૂસા હે. કે એ કામ કરેગા.

દો૦—સાબ, ઉસકુ બુલાતા હું ( એમ કહી પેપડીખાં શીપાઈને ) અબે પેપડીખાં ? ઇહાં આવ ?

પે૦—ક્યા હે જમાદાર સાહેબ.

દો૦—અપને ગાંવમે વો કંસારા હે, ઉસકુ ઇહાં બુલાલો; કામ હે.

પે૦—અછા જાતાહું. ( એમ કહી નીચે આવતાં તેટલામાં કંસારો નીકળવાથી ) અબે કંસારા ? ઈહાં આવ.

કં૦—શુ છે ?

પે૦—ચલ, તેરેકુ રાજા બુલાતા હે.

કં૦—( મનમાં ડરીજઇ ) મારૂં શું કામ છે ?

પે૦—હમકુ કયા માલુમ

કં૦—પણ તમને ખબર નહીં હોય ?

પે૦—ખુદા જાને તુ તેરે ચલ.

કં૦—ઠીક ચાલો (એમ કહી બને દરબારમાં આવેછે)

પે૦—( જમાદાર પ્રત્યે ) એ કંસારા આયા.

દો૦—અછા. ( એમ કહી કંસારો નજરે પડતાં ) આવ બેઠ.

કં૦—હા. શું કામ છે?

દો૦—તેરેકું આજ રાજાને કોઇ અછે કામકે બાસ્તે બુલાયા હે.

કં૦—પણ શું છે તે કહો?

દો૦—કામતો બોત અછાહે, જો સમજેગા તો તેરા દાલદલ ભૂકે હોને વાલા હે.

કં૦—સમજવા જેવું હશે તો સમજીશ.

દો૦—દેખ, તેરી લડકીકી શાદી રાજા કે સાથ કરનેકા બીચાર હે.

કં૦—મારી દીકરી હજી વીવાહ જોગ થઈ નથી. તેથી અમારી મરજી નથી.

દો૦—અબે, તેરી મરજી તો કભીભી નહીં હોયગી; લેકીન રાજાકી મરજી હુઇ હે તો કરનાં પડેગા.

કં૦—એ વાત હાલ બને તેમ નથી,

દો૦—નહીં કરેગા તો રાજા જબરજસ્તીસેં કરેગા.

કં૦—(સ્વગતઃ) આંહી સપડાણો છું તો ના કહીશ તો સાળાને ચડ ભરાશે, માટે કાંઇક જુક્તી કરી જવાબ દઇ, આંહીથી જવાય તો ઠીક [ પ્રકાશ] પણ જમાદાર એ વાતતો ખરી રાજા જેવા અમારે સગા કયાંથી! પણ અમારા રીવાજ પ્રમાણે ઘરમાં પુછવું જોઇએ, કેમકે સગપણની બાબતમાં ઊતાવળ ન થાય.

દો૦—તબ ક્યા તેરી ઓરતકું પુછના હે ?

કં૦—હા, કેમકે બાઈડીઓનુ કામ તેજ જાણે.

દો૦—તબ તું કબ જવાબ દેગા.

કં૦—આવતે કાલ.

દો૦—જરૂર.

કં૦—હા, જરાપણ ફેર નહીં પડે.

દો૦—જરૂર આના.

કં૦—બહુ સારૂં (એમ કહીને જાય છે)

( પછી દોલતખાં રાજા પાસે જાય છે )

પ્રભાતચાવડો—ક્યું દોલતખાં, કયા હુવા?

દો૦—કલપર બાત ઠેરી હે.

પ્ર૦ આ૦—એ બાતમેં દેર ન લાગે તો અચ્છા.

દો૦—જરાબી દેર નહી લગેગી.

પ્ર૦ આ૦—તબતો અચ્છા.

દો૦—હજુર, આપ બે ફીકર રહો. અબ મેં રજા માંગતા હું. ( એમ કહી જાય છે.)

—— ०()० ——

## પ્રવેશ ૪ જો.

સ્થળ——કંસારાનું ઘર.

કંસારી—(સોન પ્રત્યે) કેમ બેટા? હવે તું કામકાજમાં બહુ હુંશિયાર થઇ છે?

સોન—( કાંઇ બોલતી નથી )

કં૦—બેટા, તુ બહુ શરમાય છે, કયારે પણ મારી સાથે વાત ચીત કરતી કે બોલતી પણ નથી.

સો૦—શું બોલુ માતુશ્રી? આપના પ્રતાપથી મને કાંઇ હરકત જેવું નથી, પણ ( એટલું કહી રહી જાયછે )

કં૦—કેમ કેમ બેટા, બોલતાં બંધ રહી? જે હોય તે કહી દે?

સો૦—(કાંઈ બોલતી નથી ને શરમાઈ જાય છે.)

કં૦—અરે! બેટા શું કહેવાનું છે તે કહે? તને મારા સોગન છે.

સો૦—માતુશ્રી મારા મનનો જે વિચાર તે આપને કહેવું તો જોઇએ.

કં૦—જે હોય તે કહી દે?

સો૦—મારૂ લગ્ન કરવાનું આપ ધારો ત્યારે મને પુછ્યા વીના કરવું નહીં, કેમકે ઈચ્છાવર કરવાની મારી અપેક્ષા છે.

કં૦—ઠીક બેટા, એમાં શું, તારી મરજી પ્રમાણે કરશુ.

સો૦—તો ઠીક માતુશ્રી ( એમ કહી ઘરમાં જતી રહે છે. )

કં૦—અહા ! ! આ પુત્રી હજી આટલી ઉમરની છતાં તેના કેવા ઉમદા બિચાર છે ! ખરેખર તે તો બહુજ ચકોર નીવડશે. ( તેટલામાં કંસારો આવતાં તેને જોઇ ) અત્યાર સુધી કયાં ગયા હતા. જમવાને પણ ઘણી રાહ જોઇ બેઠા છીએ.

કંસારો—જમવું તો છેજને, પણ આજે એક મોટું કૌતક આવી પડયું છે.

કંસારી—એવું શું છે?

કંસારો—જે છે તે.

કંસારી—પણ કહો તો ખરા?

કંસારો—ઘણી મુંઝવણવાળું છે.

કંસારી—પણકહ્યાવગર શું ખબર પડે? સુખ દુઃખની વાત પુરૂષે સ્ત્રી પાસે કરવી જોઇએ, કેમકે સ્ત્રી પણ પતિના સુખ દુઃખની ભાગેણ છે.

કંસારો—હા, એ વાત તો ખરી.

કંસારી—પણ હવે કહો તો ઠીક.

કંસારો—આજ મને રાજાને ત્યાં બોલાવી ગયા હતા, ને સોનનું સગપણ રાજા સાથે કરવાનું કહ્યું.

કંસારી—પછી તમે શું જવાબ દીધો?

કંસારો—ત્યાં તો હું મુંઝાઈ ગયો હતો, પણ જો તે વખતે ના કહું, તો જબરજસ્તી કર્યા વિના રહે નહીં, તેથી તને પુછવાનું બાનું કાઢી માંડ માંડ છુટી આવ્યો છું.

કંસારી—અહા!! એ વૃદ્ધ રાજાની પણ આવી ખોટી નજર થઈ? ધિક્કાર છે તેને; જ્યારે ધણી (પીતા) ઉઠીને એમ વિચારે ત્યારે જગતનો છેડોજ આવી રહ્યો ગણાય.

કંસારો—એ બધું તો ઠીક પણ હવે બીજી કાંઈ યુક્તિ કરવી જોઈએ. નહીતર હેરાન ગતી થવાની.

કંસારી—તમને બીજી ખબર છે કે?

કંસારો—શું?

કંસારી—સોને, આજ મને સ્વયંવર કરવાનું કહ્યું છે, તેથી હવે સોન, આ રાજાને વરશે નહી, ને રાજા ખુવારી કર્યા વગર રહેશે નહીં; માટે કાંઇક ઘાટ ઘડાય તો ઠીક.

કંસારો—બીજો તો શો ઘાટ ઘડાય, પણ આગામ છોડીને જવાય તો સારૂં.

કંસારી—એ વાત મને પણ ઠીક લાગે છે. માટે ચાલો ધુમલી જતા રહીયે.

કંસારો—ઠીક ત્યારે, બધી સગવડ કરી રાખજે સવારમાં વેહેલા જતા રહીશું.

કંસારી—હું તૈયારીજ કરી રાખુંછું (પછી દીવસે ધુમલી જતા રહે છે)

# રાખાયત બાબરીયો અને તેની રાણી સતિ સોન કંસારી ચરિત્ર નાટક પંચાકી.

## અંક ૨ જો.

---

### પાત્રજને.

કંસારો... ... ...પાછળ કહેલછે તે.
કંસારી... ... ...તેની સ્ત્રી.
સોન .... ... ...દરીયા કીનારેથી હાથ આવેલ દીકરી.
ફુઈબા ... ... ...મીયાત બાબરીયાની બેન.
રાખાયત ... ...તેનો ભત્રિજો.
ગરબીભટ ... ...એક બ્રાહ્મણ.
હુંડીખાં ... ...પટાવાળો
જોશી... ... ...તે ગામનો બ્રાહ્મણ શીવભટ.
પ્રધાન... ... ...રાખાયતનો ખાનગી મંત્રી.
મોતીચંદ ... ... " કામદાર.
લાડુભટ... ... ...ભટ.
બડેખાં... ... ...સીપાઇ.
દાસી... ... ...ચાકર.

---

## અંક ૨ જો.

---

### પ્રવેશ ૧ લો.

સ્થળ—ધુમલી—કંસારાનું ઘર

**કંસારો**—અલી, આ ગામમાં આપણે આવ્યા ત્યારથી સર્વ વાતનો સંતોષ છે; ધંધો પણ સારો છે.

**કંસારી**—મને પણ આ ગામ વધારે સારૂં લાગે છે.

**કંસારો**—હવે હું જરા ચૌટામાં જઇ આવું.

**કંસારી**—સારૂં. ( કંસારો ગયા પછી )

**કંસારી**—( સોન પ્રત્યે ) કેમ બેટા, તને આંહી ગમે છે કે?

**સોન**—હા માતુશ્રી.

**કંસારી**—ઘરનુ કામ સઘળુ થઈ રહ્યું ?

**સોન**—હા માતુશ્રી

**કંસારી**—ઠીક બેટા.

**સોન**—હવે હું દર્શને જાઉ?

**કંસારી**—ભલે; જવું હોય તો જઈઆવ.

**સોન**—ઠીક એમ ( કહી દર્શને જાય છે )

---

## પ્રવેશ ૨ જો.

સ્થળ—ફૂઈબાનો મેહેલ.

ફૂઇબા—બેટા રાખાયત, તું મારે ત્યાં ઘણા વરસે આવ્યો. તારા આવવાથી હું ઘણીજ ખુશી થઇ છું.

રાખાયત—હા, ફઇબા; મારા પીતા આજસુધી બહાર નીકળવા દેતા નહીં, તેથી નીકળી શકાતું નહીં; મારૂ મન પણ બહાર મુલકમાં જવાનું બહુ થતું. કેમકે ઘેર બેશી રહેવાથી પોતાના દૈવતની ખબર પડતી નથી. તેથી છેવટ હવે બાહાર નીકળાયું ને તમારે ત્યાં આવ્યોછું

ફૂઈબા—બહુ સારૂ કર્યું બેટા, ક્ષત્રિ બચ્ચાને કેદખાનાસમ પડી રહેવું, એતો સીંહને પાંજરામાં પુર્યા બરાબર છે. હવે તું આંહી આવ્યો એ ઠીક કર્યું. આ થોડું ઘણું તારા ફુવાનું રાજ છે તે સાચવ અને બીજુ રાજ મેળવતાં તને દેર લાગશે નહીં. કેમકે તું શૂરવીર છે.

રાખાયત—એતો ઠીક છે, ફઈબા.

ફૂઈબા—પણ બેટા તારૂં વેસવાળ ક્યાં કરયુ છે?

રાખાયત—ફૂઈબા; હજી કરેલ નથી.

ફૂઈબા—તો નથી કરેલ તો આંહી કરીશુ.

રાખાયત—મારી પસંદગી પ્રમાણે વરવાસારૂજ હજી થયું નથી. માટે જો કરવું તો મારી પસંદગીથીજ કરવું છે.

ફૂ૦—તો તારી મરજી પ્રમાણે કરશું.

રા૦—તો સારૂ, ફઇબા.

ફ૦—આંહી એક કંસારાને ઘેર તેને એક દીકરી છે તે બહુજ સ્વરૂપવાન છે. તો તે સાથે તારૂં સગપણ થાય તો કેમ?

રા૦—હા, ફૂઈબા. મેં પણ તેનું નામ સાંભળેલ છે. ને તેને જોવાને પણ હું ઘણો આતુર છું.

ફ૦—તે હમેશાં, ગામ બહારના મંદીરે દર્શને જાય છે. તો તેટલામાં તારી નજરે આવશે.

રા૦—ઠીક ફઈબા.

ફ૦—તેની સાથે સગપણ કરવામાં કાંઇ પણ વાંધો આવશે નહી.

રા૦—(સ્વગતઃ) અહા! તેને જોવાને મારી ઘણા દીવસ થયા અપેક્ષા છે, વળીફઇબા એજ તેનું નામ કહ્યું; માટે હવે તો તેને આજ જોવા સારૂં તે મંદીર તરફ જઈશ. (પ્રકાશ) (ફૂઈબા પ્રત્યે) બહુ સારૂં ફઇબા. હવે હું મારા મેહેલમાં જાઉં છું.

ફ૦—ઠીક બેટા. (રાખ્યાયત ઉઠે છે)

## प्रवेश २ जो

---

સ્થળ——અંબીકાનું દેવળ.

સોન—(પ્રદક્ષિણા ફરીને)

લલિત.

નમન અંબિકા તુજને કરૂં, અહરનીશ હું ધ્યાનમાં ધરૂં;

અરજ માહરી ધ્યાન લે જરા, સકળ ગૂણતો તૂજમાં ખરા.
ઉમર માહરી આજતો થઇ, નજર માહરી પીયુમાં ગઇ;
કદિ મળે મને એહ સૂખરે, પિયુ વિના અતી થાય દુઃખરે.
દુઃખ અથાગ આ માતુ માહરી, અકળ છે ગતી ઈશં તાહરી;
કર દયા હવે યાદ લાવિને, સુખદ દે મને દુઃખ ટાળિને.

એ પ્રમાણે સ્તુતી કર્યા બાદ ઘર તરફ ચાલે છે. ને જરા દુર જતાં રાખાયત સામો ચાલ્યો આવતો હતો. તેણે સોનને જોતાં.

રા૦—અહા !! આ રંભા સમાન, ચાલી આવે છે તેજ કંસારી જણાયછે. ચળકાટ મારેછે, અહા! તેની ચાલતો હંસણી માફક છે. ફઇબા જેવી વાત કરતા હતા તેવીજ ખરેખરી આ છે.

( એમ વિચાર કરેછે ને સોન ચાલી આવેછે )

સો૦—( રાખાયતને જરા દુરથી જોતાં ) સ્વગત અહા! ! રાખાયત કુંવર વીશે જે વાત મારા સાંભળવામાં આવીછે તેજ આ જણાય છે. અહા! ખરેખરૂં ક્ષત્રી સુરતો તેનામાં દેખાય છે. તો મારૂં લગ્ન તેની જોડે થાય તોજ સારૂ. વળી માતુશ્રીને મેં સ્વયંવરનું કહેલ છે. તો હવે આ વીશે પેરવી થાય તો સારૂં. પણ આંહી રસ્તામાં વીચાર કર્યો કામનો નહીં, માટે હાલતો ઘેર પોહોચું. અહા! તેનું ચીત પણ મારા તરફ અતીશે ખેંચાણું છે, પણુ રસ્તામાં બોલ ચાલથી સારૂં ન ગણાય માટે ઘેર પોહોચું. ( એમ વીચાર કરી ચાલવા માંડે છે )

૨૦—(સોનને ઉતાવળી જતી જોઇને પોતે પડખે રહી જવાથી )

અહા!! આ મૃગાલોચની તો નજરે દેખાવ દઇ એકદમ પોતાના જોશમાં ચાલવા માંડી. ઘડી પણ ઉભી રહેતી નથી, કે જરા વાર તેનો ગુલાબી ચેહેરો જોઉં. અહા! તેને જોઇ મારૂં મન બેભાન બની ગયું છે, અને તે તો દુર પોંચવા આવી (એમ કહી )

રાગ વણઝારો.

તું ઉભી રહે મુજ પ્યારી, મને લાગી કલજે કટારી; ટેક
તેજ ચંદ્ર સરીખુ તારૂં, જોઈ ચકીત થયું મન મારૂં;
હું નજરે રહું નીહાળી, તું ઉભી રહે મુજ પ્યારી. ૧
નદી નાળાને ગલીચું બજારૂં, તુજ કારણ સર્વે નીહાળું;
આજે ઉમંગથી તુજ ભાળી, તું ઊભી રહે મુજ પ્યારી.૨
હું ઘણા દીવસથી ફરતો, નહી કયાંય તુને હું મળતો;
આજે ઇશ્વર આપ મેળાવી, તું ઉભી રહે મુજ પ્યારી. ૩
હું મનમાં એમ જાણું, તુજ દર્શનથી સુખ માણું;
મુજ ઘાવ અંતરમાં કારી, તું ઉભી રહે મુજ પ્યારી. ૪
તું સદ્ય આવ મુજ પાસે, નહીં તો મૃત્યુજ મારૂં થાશે;
નકી સ્વર્ગે થશે સવારી, તું ઊભી રહે મુજ પ્યારી. ૫
હું ચેતાવુંછુંજ જે ચેતી, નહીં તો જરૂર થશે ફજેતી;
મારે કરવી છે આજ યારી, તું ઉભી રહે મુજ પ્યારી. ૬
મને સુજે નહીં લેશ ફરવું, મેં કર્યું છે નિશ્ચય મરવું:
હું કમે ધરૂં છું કટારી, તું ઉભી રહે મુજ પ્યારી. ૭

એ પ્રમાણે અત્યંત વિચારમાં ગરકાવ થઈ થોડીવારે અરે! શું હું આ વિચાર કરૂંછું તે તો ચાલી ગઇ, ને હું તો બેભાનની જેમ ઉભો ઉભો શું આ બકું છું; કોઈ મને જોશે તો મુરખ ગણુશે, માટે ઘેર પોહોચ્યું તો ઠીક (એમ કહી ચાલવા માંડે છે પણુ ચલાતું નથી ) અરે ! હું શાવ લીન બની ગયોછું કે શું ! મારાથી ચાલી પણુ શકાતું નથી ને પગ ધ્રુજે છે. અહા ! ! શું કરૂં; પણુ હવે તો ઘેર પોહોચ્યું તો ઠીક; ઘેર ગયા પછી જે થવાનું હશે તે થશે ( એમ કહી ચાલવા માંડે છે )

સોન—( ગામ નજીક આવતાં ) (સ્વગત.) અહા! એ રાખાયતને જોઇને તો મારૂં મન અતીશે આકુળવ્યાકુળ બની ગયું છે. પણુ ઈશ્વર ઇચ્છાથી તેની સાથે લગ્ન થાય તોજ ઠીક. ( એમ વીચાર કરતી ઘેર પોંચે છે. )

## प्रवेश ४ थो.

---

સ્થળ——ખાનગી મેહેલ.

રાખાયત—અહા ! દુનિયામાં સ્રી વગરનું સુખ કાંઈ પણુ નથી, ગમે તેવો ગ્રહસ્થ કે આબરૂદાર હોય પણુ ઈજતકે ઘરની શોભા નથી તે વીશે કહ્યું છે કે—

### श्लोक

" भार्याहीनंगृहस्थस्यशुन्यमेवगृहंभवेत् ॥ न गृहंगृहमित्याहुर्गहिणीगृहमुच्यते ॥ १ ॥ गृहंतुगृ-

हिणीहीनमरण्यसदृशंमतम् ॥ वृक्षमूलेपिदयिता यस्यतिष्ठतितद्गृहम्प्रासादोपितयाहीनः कातार इतिनिश्चितम् ”

અર્થ—ગૃહસ્થનું સ્ત્રી વિનાનું ઘર સુન્ય છે, ને ઘર છે તે પણ ઘર ન જાણવું. સ્ત્રી, એજ ઘર છે, સ્ત્રી વીનાનું ઘર વન જેવું છે, ઝાડ નીચે જેની સ્ત્રી રહી છે તેજ ઘર, અને સ્ત્રી વીનાનો બંગલો હોય તે પણ ભયંકર વન જેવો છે. એ પ્રમાણે સ્ત્રી વિનાનું કહેલ છે વળી સ્ત્રી હોવાથી પુરૂષને કેટલું બધું સુખ છે તે વીશે પણ કહ્યું છે કે

श्लोक

“ धर्मार्थकामकालेषुभार्यापुंसःसहायनीवीदेशगमनेचास्यसैवविश्वासकारिका ॥ १ ॥ भार्याहिपरमोह्यर्थःपुरुषस्येहपठ्यते ॥ असाहायस्यलोकेस्मिंल्लोकयात्रासहायिनी ॥ २ ॥ तथारोगाभिभूतस्यनित्यंकृच्छगतस्यच ॥ नास्तिभार्यासमंकिंचिन्नरस्यार्तस्यभेषजं ॥ ३॥ नास्तिभार्यासमोबंधुर्नास्तिभार्यासमागतिः ॥ नास्तिभार्यासमोलोकेसहायोधर्मसंग्रहे ॥ ४ ॥ यस्यभार्यागृहेनास्तिसाध्वीचप्रियवादिनी ॥ अरण्यंतेनगंतव्यंयथारण्यतथागृहम् ॥ ५ ॥ ”

અર્થ—ધર્મ અને ઉદ્યમ તથા કામ વિષે સ્ત્રી, પુરૂષને સહાય કર્તા છે, તેમજ વીદેશ જાય તો પણ વિશ્વાસકારક તે છે. સ્ત્રી, પુરૂષની એક વસ્તુછે, અને તે આ લોકમાં તથા પરલોકમાં અસહાય પુરૂષની સહાય કર્તાછે વળી સર્વ વાતમાં પણ સાહાય કરવાવાળીછે, તેમજ રોગથી દુઃખીયા પુરૂષને પણ ઔષધરૂપી છે, અને બંધુ જેટલા પ્યાર વાળી તેછે; એથી કરી સ્ત્રી જેવીબીજી કોઇ ગતી નથી; વળી ધરમ સંગ્રહ કરવામાં તેના જેવું કોઇ સહાય કર્તા નથી. માટે સારી પતીવ્રતા પ્રિય બોલવાવાળી જેને સ્ત્રી નથી તેને તો વનમાંજ રહેવું, કેમકે સ્ત્રી વિનાનું ઘર વન જેવું છે.

ઉપર પ્રમાણે સ્ત્રી વિનાનું પુરૂષને દુઃખ છે તેથી સ્ત્રી તો દરેક માણુસે, સદ્દગુણવાળીજ કરવી જોઈએ, અને એવા ગુણુવાળી મૃગાલોચની તો, ગઈ કાલે મને મળી હતી તેજ છે. વળી ફૂઈબા પણ તેના વિશેજ વાત કરતાં હતાં તો હવે ફઈબા આવે તો તેને એ વાત કરૂં, તો ફૂઈબા એ વિશે બંધારણુ સજડ કરે તો હું ઘણો ભાગ્યવાન ગણાઉં. ( એમ વીચાર કરે છે તેટલામાં )

ફૂ૦—કેમ બેટા શું કરે છે ?

રા૦—(ફૂઈબાને જોઈ) પધારો ફૂઈબા.

ફૂ૦—હા, બેટા, તને હવે આંહી ઠીક પડે છે ને ?

રા૦—હા ફૂઇબા.

ફૂ૦—તારે કોઈ જાતથી મુંઝાવું નહી.

રા૦—હા, ફૂઇબા. આપ છો તો મારે કાંઈ મુઝવ-ણુ નથી; પણમેં જે વાત કરેલ છે તે વીશે હવે તજવીજ થાય તો સારૂં.

ફૂ૦—અરે! એમાં શું બેટા. તારી ઇચ્છા છે તો આજ હું એ કંસારાને ઘેર જઇશ ને કાલે જવાબ આપીશ.

રા૦—ઠીક ફૂઈબા.

ફૂ૦—હવે કામ છે તો જઈશ. (જાય છે)

---

## પ્રવેશ ૯ મો.

સ્થળ——કંસારાનુ ઘર.

કંસારો—અલી, આપણી સોન હવે મોટી થઈ મા-ટે તેના વેશવાળની કાંઈ સગવડ થાય તો ઠીક.

કંસારી—હા, મારો પણ વીચાર એજ છે, તો કો-ઈ સારે ઠેકાણે થાય તોજ સારૂ.

કંસારો—હવે એ સગવડમાંજ હુ પડીશ.

કંસારી—તો ઠીક.

( તેટલામાં દાસી આવે છે. )

દાસી—( કંસારા પ્રત્યે ) તમારે ત્યાં આજ મારી બાઇ આવે છે.

કંસારો—ઠીક, ( કંસારી પ્રત્યે ) જા ઘરમાંથી પે-લી ગાદી છે તે લાવ, ને આંહી બીછાવ.

કંસારી—ઠીક, ( એમ કહી ગાદી લાવી પાથરે છે તેટલામાં પ્રછબા આવતાં)

કંસારો—પધારો બાઇ, પધારો.

ફૂ૦—હા. ( એમ કહી બેસે છે.)

કંસારો—બાઈ, આજતો અમારે ગેર મોટાં પગલાં કર્યાં.

ફૂ૦—હા, ભાઈ કાંઇ કામકાજે તો આવવું પડેજને.

કં૦—તમે પોતે તસ્દી લીધી, એ મોટી કૃપા કરી.

ફૂ૦—અમારે પોતાને આવવા જેવું હોય ત્યારે તો આવવું જોઈએ.

કં૦—અમ ગરીબ માણુસ જેવું શું કામ હોય ? ને તમારૂં કામ અમારાથી શું બની શકે?

ફૂ૦—તમારાથી બને તેવું છે.

કં૦—ઠીક ત્યારે, હોય તે કહો.

ફૂ૦—અમારો બત્રીજો રાખાયત આંહી છે તેનું વેશવાળ તમારે ઘેર કરવાનો વિચાર છે.

કં૦—(હળવેથી) અમે પણ વેશવાળ કરવાની તજવીજ કરીયે છીયે, પણ તમે તો મોટા માણુસ છો. અમે તમારા બરોબરીયા ન ગણાઈયે.

ફૂ૦—ઇશ્વરના ઘર પાસે બધા સરખા છે, ને અમારો વિચાર તો આમ છે. માટે તમારો વિચાર શું છે તે કહો.

કં—તમારી મરજી હશે તેમ કરશું પણ હવે વિચા-

રીને જવાબ દેશું.

કુ૦—તેમાં વિચાર શું કરવો છે?

કં૦—અમારી સોને સ્વયંવર કરવાની ઈચ્છા બતાવી છે તો તેને પુછયા શીવાય કેમ જવાબ દેવાય?

કુ૦—કયારે જવાબ દેશો?

કં૦—કાલે.

કુ૦—ઠીક ત્યારે, હવે જાઊં ?

કં૦—ઠીક પધારો, ( જાય છે ) પછી ( કંસારી પ્રત્યે ) કેમ અલી? આ વાતનું શું કરવું છે?

કંસારી—સોનને પુછયા પછી વાત.

કંસારો—ઠીક ત્યારે. હવે હું બજારમાં જઇ આવું.

કંસારી—ભલે જઈ આવો.

( આ બધી વાત ચીત થતી તે ઘરમાં સોન બેઠી બેઠી સાંભળતી હતી તેટલામાં તેની બેન જમનાં તેની પાસે જઈ)

જમના—બેન તારા વેશવાળનું આજ માગું આવેલછે.

સોન—અરે! તું મશ્કરી કરે છે ?

જમનાં—બેન, તારાસમ.

સોન—( હસમુખું મોં કરી ), ઠીક, હવે કામ છે ( એમ કહી ઉઠી તે બીજા ઓરડામાં બેશીને ) (સ્વગત) અહા! એ રાખાયત સાથેજ મારૂં લગ્ન થાય તો સારૂં, વળી તેની ફૂઈબા વહીએ આવેલ હતાં, તો થોડું ઘણું સુભ કામનું બંધારણ સજડ થવા બેઠું છે, તો ઈશ્વર કરશે

તો તે થઇ જશે; પણ તેનાપર એક ખાનગી પત્ર તો લખું. ( એમ વીચારી નીચે પ્રમાણે લત્ર લખે છે )

રાગ બનજારો.

આપ દર્શનથી મન મારૂં, વરવાનું હું ચીત્તમાં ધારૂં—ટેક
તલખી રહ્યું મન આજે, પ્રીય પત્ર લખવા કાજે;
થશે પત્રથી કાંઇ સારૂં, વરવાનું હું ચિત્તમાં ધારૂં. ૧
બાબરીયા વંશના જાયા, શુરવીર સઘળે ગવાયા;
એથી નિશ્ચય થયું મન મારૂં, વરવાનું હું ચિત્તમાં ધારૂં. ૨
તમ પ્રીતી ઘણી મુજ મનમાં, વીચાર કરૂં અતી તનમાં;
મેળાપની સ્તુતી ઉચ્ચારૂં, વરવાનું હું ચિત્તમાં ધારૂં. ૩
કુળ આપતણું છે મોટું, નહીં કરી શકાયજ છોટું;
અતી લાગે મુજને પ્યારૂં, વરવાનું હું ચિત્તમાં ધારૂં. ૪
આપે ઈશ્વર અવસર મોટો, છે મુજને આપનો ટોટો;
એ નીતી મન વીચારૂં, વરવાનું હું ચિત્તમાં ધારૂં. ૫
મુજ માત પુછશે જ્યારે, સુભ ઉત્તર આપીશ ત્યારે;
નહીં હામ કદી હું હારૂં, વરવાનું હું ચિત્તમાં ધારૂં. ૬
જાણું અવર ભ્રાતને તાત, એ કહું ઇશ સાક્ષાત;
નહીં જૂઠું વાક્ય થનારૂં, વરવાનું હું ચિત્તમાં ધારૂં. ૭
કદી આવી પડે દુઃખ માથે, તોય વરૂં આપની સાથે;
એ દ્રઢ ઉપરથી ઉચ્ચારૂં, વરવાનું હું ચિત્તમાં ધારૂં. ૮
આ પત્ર લખ્યો છે પ્રીતે, દંપતી નીતિની રીતે;
ક્યારે દર્શ આપ નીવારૂં, વરવાનું હું ચિત્તમાં ધારૂં. ૯

એ પ્રમાણે પત્ર લખી રહ્યા પછી, તે પત્ર કોહોની સાથે મોકલવો એ વિચાર કરે છે ત્યાં થોડી વારે (સ્વગત) અહા ! કાગળ લખતાં તો બહુ દેર થઈ; ને હવે જો માતુશ્રી બોલાવશે તો કાગળ આપવો રહી જશે. માટે મોકલવાની સગવડ કરૂં. ( તેટલામાં ગરબીભટ બ્રાહ્મણ નીકળતાં તેને ) એ મહારાજ ?

ગ૦—હાં બાઈ શું છે ?

સો૦—આંહી આવો.

ગ૦—( નજીક આવી ) શું છે ?

સો૦—તમારૂં એક કામ પડયું છે.

ગ૦—શું છે ?

સો૦—જો, એ કામ કરશો તો તમારા દાળદળ ભુકા થાય તેવું છે.

ગ૦—( હરખાઈને ) હા હા કરીશ. શું છે ?

સો૦—જુઓ, આ કાગળ; રાખાયત બાબરીયાને હાથોહાથ, છાનોમાનો દેવો છે.

ગ૦—અહા ! એમાં શું. આપી આવીશ. પણ મને કાંઇ શીખ દેશે ?

સો૦—તમને ખુબ રાજી કરશે.

ગ૦—તો ઠીક લાવો જાઊં

સો૦—કોઈને ખબર ન પડે તેમ દેવો.

ગ૦—અરે ખબર શું પડશે; હું તો આવોજ ધંધો કરૂંછું. પણ લાકુનું સીધું આપવાનું લખ્યું છે કે ?

**સો૦**—અરે ! પાકા સીધાનું લખ્યુ છે.

**ગ૦**—તો ઠીક. ( એમ કહી કાગળ લઈ જાય છે ( તેટલામાં કંસારી )

**કંસારી**—સોન શું કરે છે ?

**સો૦**—આ, રહી બા.

**કંસારી**—તને આજ એક વાત પુછવી છે.

**સો૦**—શુ, બા.

**કંસારી**—તારૂ માગું આવેલ છે. તો અહીં રાખાયત કુંવર છે તે સાથે તારૂં સગપણ કરશું ?

**સો૦**—( મોં શરમાવ કરી કાંઇ બોલતી નથી.)

**કંસારી**—તારે ઇચ્છાવરની અપેક્ષાછે તો પુછવુંપડેછે.

**સો૦**—માતુશ્રીની મરજી.

**કંસારી**—ઠીક ત્યારે હવે તારા પીતાને હું હા કહુંછું.

**સો૦**—ઠીક માતુશ્રી.

**કંસારી**—( સ્વગત ) અહા ! આ પુત્રી આવી બાબતમાં પણ કેવો મરમમાં જવાબ આપે છે. ને રાખાયત જોડે સગપણ થવાની પોતાની ખુશી જણાય છે ( પ્રકાશ ) ઠીક બેટા, તારે કામકાજ હોય તે કર.

**સો૦**—બહુ સારૂ માતુશ્રી ( પછી કંસારી બાહાર ગયા પછી અહા ! ઇશ્વરની હવે કૃપા થઈ. કેમકે જે વીચાર મારા મનમાં છે તેજ માતુશ્રીના મનમાં આવ્યો: માટે હવે ધારેલી ઇચ્છા સફળ થશે.

# પ્રવેશ ૬ ઠો.

## સ્થળ—એકાંત મેહેલ.

**રાખાયત**—( એકલો ) ફઇબા કાલે ગયાં હશે પણુ તેની હજી કાંઇ ખબર આવી નહીં, તેમ ફઇબા પણ આવ્યાં નહીં ( તેટલામાં )

**ફઇબા**—કેમ, બેટા શું કરે છે?

**રાખાયત**—બેઠોછું ફઇબા.

**ફઇબા**—ઠીક બેટા. કાલે હું કંસારાને ઘેર ગઈહતી. તો આજ આવવાનું કહેલ છે. તો ઈશ્વર ઈચ્છા તો તે કામનું આજ શુભ કરીને આવીશ.

**રા૦**—ઠીક ફઈબા. તમારો મારા ઉપર ઘણોજ પ્યાર છે. વળી મારા સારૂ જાતે આટલી બધી મેહેનત લ્યોછો.

**ફ૦**—બેટા તારૂ કામ કરવું; તેમાં પાડોશણું ન ગણાય.

**રા૦**—હા, ફઇબા આપને એમજ ઘટે.

**ફ૦**—હવે હું જાઉં છું. ને ત્યાં જઇ આવ્યા બાદ ખબર આપીશ.

**રા૦**—સારૂ ફઈબા. ( ફઈબા જાય છે પછી )આજે ફઇબા જશે તો હવે ઈશ્વર કૃપાથી મુરાદ હાંસીલ થાય તો ઠીક ( તેટલામાં એક બ્રાહ્મણુ આવતો જોઈ ) કોણછે?

**ગરબીભટ**—મહારાજ આશરવાદ.

**રા૦**—આવો મહારાજ.

ગ૦—હા હજુર.

રા૦—કેમ આવવું થયું છે ?

ગ૦—(ઉતાવળા થઈ ગુંજામાં હાથ નાખી કાગળ કાડી ) મહારાજ આ લાડુ ( એમ બોલ્યા જાય છે)ત્યારે

રા૦—અરે, લાડુ શું?

ગ૦—( ગભરાઇ જઇ ) મહારાજ કાગળ.

રા૦—ત્યારે કાગળ કહોને, લાડુ તરત યાદ કેમ આવ્યા; કાંઇ લાડુ જેવું છે? (એમ કહી કાગળ હાથમાં લઇ વાંચે છે પછી ) અહા!! આ કાગળ તો તે મૃગાલોચની, કે જેનું નીશદીન હું રટણ કરૂં છું, તેનોજ જણાય છે અહા! પત્રમાં કેવી રસીલી વાણી લખી છે (એમ કહી ખુશી થઇ નીચે પ્રા. કહે છે )

**ગજલ ભેરવી** (રાહ ચંદ્રમુખીને એકલી )

પત્ર તારો વાંચીને, મગ્ન દીલ તો થયું;
મનન મારૂં એહમાં, આજ તો અરે ગયું——ટેક
મળું હું કેમ પ્રિયા તને, અધીરો આજે હું થયો;
ઉપાય હવે શું કરૂં, વખતતો બહુ ગયો. પત્ર૦ ૧
વાંચું હું આજ ફરી ફરી, રશીક પત્ર તાહરો;
પેખીને ઉરમાં નકી, વરવાનો વીચાર માહરો. પત્ર૦ ૨
કરૂં હું સધ્ય પેરવી, ઢીલ તેમાં ના કરૂં;
ઢીલથી પીડાય દીલ, નકીજ વાકય ઉચરૂં. પત્ર૦ ૩

(પછી) વાહ! મહારાજ તમે પત્ર લાવ્યા એ બહુ સારૂં કર્યું. કહો તમને શું જોઇએ છીએ?

ગ૦—હજુર, લાડુનું પાકુ સીધુ અને દક્ષિણા મ-ળવી જોઇએ.

રા૦—(સીપાઈને) અરે! હંડીખાં, એ મહારાજકુ અપને કોઠારસેં પકા સીધા, ઔર રૂ૫૦) દીલવાવ.

હંડીખા—અચ્છા હજુર (એમ કહી અપાવી લાવેછે

રા૦—કેમ મહારાજ ખુશી થયા કે?

ગ૦—હા મહારાજ.

રા૦—હવે પધારો.

ગ૦—મહારાજને આશર્વાદ એમ કહી ચાલી નીક-ળી રસ્તામાં (સ્વગત) અહા! આજતો દાલદર ભૂકા થ-યા, પેલી બાઇનો ઉપકાર માનવો જોઈયે. ( એમ વીચાર કરતો ઘેર જાય છે.

---

## प्रवेश ७ मो.

---

### સ્થળ——કંસારાનું ઘર.

કંસારો—અલી, તેં સોનને પુછ્યું?

કંસારી—હા. તેની તો મરજી જણાય છે.

કંસારો—તેની મરજી જણાતી હોય તો ઠીક. કેમ કે બાઇસાહેબ જેવાએ માગુ નાખ્યું, ત્યારે હવે ના કેમ કહેવાય.

કંસારી—જેમ તમારી મરજી ( તેટલામાં કૃષ્ણા આવે છે. )

**કંસારો**—( તેને જોઈને ) પધારો બાઇ પધારો.

**ફુ૦**—હા, ભાઇ.

**કંસારી**—( ગાદી નાખી ) બેસો.

**ફુ૦**—( બેશીને ) કેમ શું છે ?

**કંસારી**—ઠીક. બહુ સારૂં.

**ફુ૦**—ત્યારે ચાંદલા કરીયે.

**કંસારો**—બહુ સારૂં. ( એમ કહી વેશવાળ કરેછે )

**ફુ૦**—અમારે લગ્નની મુદત પણ નજીકની કરવી છે.

**કંસારો**—જેમ તમે કહેશો તેમ કરશું.

**ફુ૦**—ઠીક. ત્યારે, હવે હું ઉઠુછું. ચાંદલા થયા. માટે લગ્ન તીથી ઘેર જઈ જોશીને પુછાવી કહેવરાવશું. એટલે તે તારીખનાં લગ્ન તમારે લખવાં.

**કંસારો**—બહુ સારૂં. ( ફુઈબા જાય છે પછી કંસારી પ્રત્યે ) કેમ અલી, સોનનું સગપણ તો કર્યું. ને લગ્ન તીથી નજીકની નાખવી પડશે માટે આપણે તૈયારી વેળાસર કરવી જોઇશે.

**કંસારી**—તેમાં કાંઇ અડચણ આવશે નહીં.

**કંસારો**—હવે હું ચોટામાં જઈઆવું. ( એમ કહી જાય છે. તે કંસારી ઘરમાં જાઇ )

**કંસારી**—( સોન પ્રત્યે ) બેટા સોન, તારૂ સગપણ રાખાયત કુંવર સાથે કર્યું ને લગ્ન નજીકની મુદતમાં થશે. માટે તારે જોઇએ તે કહેજે કે તે વેળાસર લઇ આવી શકાય.

**સોન**—ઠીક માતુશ્રી. જોઈશે તે કહીશ.

# પ્રવેશ ૮ મો

## સ્થળ—રાખાયતનો મેહેલ.

**રા૦**—( સ્વગત: ) ફઈબા ગયાં હશે. ને શું કરી આવ્યાં, તે હજી કાંઇ જણાયું નહીં ( તેટલામાં )

**ફુ૦**—બેટા શું કરે છે?

**રા૦**—બેઠોછું ફઇબા.

**ફુ૦**—તારૂ સગપણનું નક્કી કરી ચાંદલા કર્યા. માટે હવે લગ્ન તીથી સુભ વારની જોવરાવી ત્યાં મોકલાવવીછે.

**રા૦**—બહુ સારૂં ફઈબા; હું હમણાં જોશીને બોલાવી જોવરાવુંછું.

**ફુ૦**—ત્યારે હવે તું નક્કી કરી ત્યાં કહેવરાવજે.

**રા૦**—સારૂં ફઇબા.

**ફુ૦**—ઠીક હવે હું જાઊંછું. ને મને પુછવું પડે તે પુછાવજે.

**રા૦**—બહુ સારૂ ફઇબા, ( પછી ફઇબા ગયા પછી ) ( સ્વગત ) ઈશ્વર કૃપાથી મારી ઉમેદ પુરી થવાનો વખત નજીક આવ્યો. માટે હવે જોશીને બોલાવી લગ્ન તિથિ નક્કી કરાવું. ( પ્રકાશ ) શીપાઇ ?

**શીપાઇ**—હાં સાહેબ ક્યા ફરમાતે હે ?

**રા૦**—આપને જોશી શીવભટકું બુલાવ.

**શીપાઇ**—અચ્છા હજુર. ( એમ કહી જાય છે ) તેટલામાં

**પ્રધાન**—હજુર પ્રણામ કરૂં છું.

**રા૦**—હા, પ્રધાનજી; આપણું વેશવાળ અહીંના ક-સારાને ઘેર પૂછીઆ કરીઆવ્યાં. તો હવે લગ્ન તીથિ મુકરર કરી ત્યાં મોકલવી છે. ને જોશીને બોલાવવા સીપાઇને મોકલ્યો છે

**પ્રધાન**—બહુ સારૂ હજુર. ઘણી ખુશીની વાત !

**રા૦**—હવે આપણે જે તૈયારી કરવી હોય તેના સઘળી તજવીજ કરાવજો.

**પ્રધાન**—તેમાં કાંઇ પણ હરકત આવશે નહીં

**રા૦**—તો ઠીક, ( તેટલામાં જોશી આવતાં )

**જોશી**—હજુરને આશર્વાદ.

**રા૦**—પધારો જોશીજી.

**જોશી**—હા, મહારાજ. મારૂં શું કામ પડ્યું છે.

**રા૦**—અમારાં લગ્ન કરવાં છે તો નછત્રમાં કઇ તીથીનું શુભ મુહુત છે તે જોઇને કહો ?

**જોશી**—સારૂં મહારાજ. ( એમ કહી ટીપણું જોઇ ) મહારાજ ચૈત્ર સુદ ૨ રવીવારનું શુભ મુહુત છે. તે દીવસનાં કરો તો સારૂં.

**રા૦**—બહુ સારૂં મહારજ, ( એમ કહી ) પ્રધાનજી; આ મહારાજને શાલ મંદીલ આપો.

**પ્રધાન**—ઠીક હજુર ( શાલ મંદીલ આપે છે )

**રા૦**—કેમ મહારાજ ખુશી થયાને ?

**જોશી**—હા, હજુર, હવે રજા છે ?

રા૦—હા.

**જોશી**—મહારાજને આશર્વાદ ( એમ કહી જાયછે )

**રા૦**—હવે એ તિથિનાં લગ્ન લખવાને આપણે સાસરે કહેવરાવી મુકો.

**પ્રધાન**—બહુ સારૂ હજુર કહેવરાવુંછું.

**રા૦**—લગ્ન સબંધી જે જે તજવીજ કરવી હોય તે પણ હવે તમે વેળાસર કરવી શરૂ કરો.

**પ્રધાન**—સારૂ હજુર. હુ એ સગવડ માટે ઉઠુછું.

**રા૦**—હા, જાવ. ( પ્રધાન ગયા પછી ) સ્વગતઃ ઈશ્વર ઇચ્છા તો હવે થોડા રોજમાં ધારેલી ઇચ્છા સંપુર્ણ થશે. ( એ પ્રમાણે વીચાર કરે છે )

---

## પ્રવેશ ૯ મો.

---

### સ્થળ કંસારાનુ ઘર.

**કંસારો**—અલી, સોનના લગ્ન ચૈત્ર સુદ ૨ નાં ઠર્યાં છે તો હવે બધી તૈયારી રાખવી.

**કંસારી**—સઘળી તૈયારીમાંજ હું છું.

**કંસારો**—ત્યારે તો ઠીક; પણ સોન સારૂ લુગડાં વી. ની તજવીજ કરવી જોઇશે ને ?

**કંસારી**—હા, દરજીને બોલાવીને તે સગવડ કરો ?

**કંસારો**—ઠીક હું દરજીને બોલાવવા જાઉછું.

**કંસારી**—( ઘરમાં જઇ સોન પ્રત્યે ) બેટા, તારા

સાર લુગડાં શીવડાવવાં છે તો શુ શુ શીવડાવશુ. તારી પસંદગી હોય તે કહે ?

**સોન**— માતુશ્રી જે પટીત જોઈએ તે શીવડાવો ? તેમા મને શુ પુછોછો.

**કંસારી**—ઠીક બેટા. ( બાહાર આવીને ) સ્વગત દરજી લુગડાં સીવીનાખે તો પછી કાંઇ બીજુ ઝાઝુ કામ રહેશે નહીં. ( એ પ્રમાણે વીચાર કરે છે )

**સોન**—( ઘરમાં ) સ્વગતઃ અહા ! કૃપાળુ ઇશ્વરની કૃપાથી, મારી જે ઉત્કંઠા છે તે પાર પડવાનો વખત સાવ નજદીક આવ્યો. ઇચ્છાવરથી સ્ત્રીને જે સુખ સાંપડેછે તે બીજાથી થતું નથી. ને મારી ધારણા ઇચ્છાવરની હતી. તો તે પ્રમાણે સ્વામી મળ્યા. ( એમ વીચાર કરે છે )

---

## પ્રવેશ ૧૦ મો.

---

### સ્થળ—રાખાયતનો મહેલ.

**રા૦**—કેમ પ્રધાનજી ? તમે સઘળી તજવીજ કરી રહ્યા ?

**પ્ર૦**—હા, હજુર.

**રા૦**—ત્યારે, લગ્ન તિથિ આજની છે તો ખાંડુ મોકલવાની સગવડ કરો.

**પ્ર૦**—એ બધી સગવડ મે કરી રાખી છે.

રા૦—તો, સારૂં. પણ મારા સસરાને ત્યાં જે જે ચીજ જોઇએ તે મોકલી છે કે કેમ ?

પ્ર૦—હા, હજુર.

રા૦—બીજું, ખાંડા સાથે કેટલી રકમ મોકલોછો?

પ્ર૦—આપનો હુકમ હોય તેટલી.

રા૦—પાંચ હજાર રૂપીયા મોકલજો.

પ્ર૦—સારૂં હજુર.

રા૦—ખાંડા સાથે કોને મોકલોછો ?

પ્ર૦—આપણા મોતીચંદ કામદારને.

રા૦—ઠીક, ત્યારે હવે એ બધી સગવડ કરી રવાના કરો ? કેમકે વખત ભરાઈ જવા આવ્યો.

પ્ર૦—ઠીક હજુર. ( એમ કહી ખાંડાને રવાના કરી રાખાયત પાસે આવે છે )

રા૦—કેમ પ્રધાનજી ?

પ્ર૦—હજુર સર્વેને રવાના કીધા.

રા૦—તો સારૂ; હવે રાત પડવા આવી. તો આજ રાતે આપણે શેહેરની ચરચા જોવા જવું છે. કેમકે રાજાનો ધર્મ છે કે "પ્રજા ચર્ચા જોવી જોઇએ" માટે આપણે રાતે રૈન ફરવા જવું છે.

પ્ર૦—બહુ સારૂં હજુર. ( એમ ધારી બને જણ રાતે રૈન ફરવા નીકળે છે )

—o()o—

## પ્રવેશ ૧૧ મો.

---

### સ્થળ—ગુણકાનું ઘર.

**ગુણકા**—( સ્વગત ) આજ એતની રાત ગઇ તોભી કોઈ યાર આયા નહીં ( તેટલામાં કમાડ ખડખડતાં ) કોન હે ?

**હુંડીખાં**—કમાડ ખોલો ? મુસાફર હે.

**ગુણકા**—( સ્વગત ) કોઇ આયા લગતા. (પ્રક ?) લો, ખોલતી હું ( એમ કહી કમાડ ઉઘાડે છે ને પેલ જોઇ ) આયે પ્યારે આયે.

**હુંડીખાં**—કમાડ ખોલનમેં કયું દેર લગી ?

**ગુ૦**—પ્યારે મેં જરા સોતીથી.

**પેપડીખાં**—હમ સોદાગર હેં ઓર આજ બીચાર હુવા કે તુમારે હીયાં આનાં.

**ગુ૦**—બોત મેહેરબાનીકી, જનાબ. ( જરાબેશીને )

**પેપડીખાં**—અબ કોઇ અચ્છા ગાના સુનાવ કેદીલકું કરાર હોવે.

**ગુ૦**—હજુર આપકી મરજી હે સો સુનાઊં, લેકીન હમારી ફી લાવ.

**હું૦**—( ગુસ્સે થઈ ) અબે બાઈ એતો બોત લાલચુ દીખાતી હે. ગાના નો શરૂ ન હુવા તબતો ફીમંગતીહે.

**પે૦**—હાં ભાઇ. ( એમ કહી બને ઉદાસ ચેહેરો ક-

રા નાખે છે. ત્યારે ગુણકાએ તેનો ચેહેરો જોવાથી )

ગુ૦—અયે પ્યારે એતની દેરમે કયું ખફાં હોગયે.
( એમ કહી ગાય છે )

## ગજલ.

( રાહ ) જીતનાજી ચાહે, સતાલેસી તુમી જાદ મુઝે.
મેં એતો તુમ્હારે પ્યારસેં, જીતી હું નાંતવાં,
ને તુમકો જાનમેં, આતી હે મેરીજાં;
મ જો તુમ ખફા હોતો, મએ કયા કરૂં બયાં. મ૦ ૧
! તુમ્હારી કયા ફીરી, ઈસ્વકત મેરીજાં;
એસી હોહ ભારી મુજસે, હુઇ કોનસી ખતા,
સે યેહ દીલ ઊદાસ હુવા, જીઊ ચટ ગયા. મ૦ ૨
થોકો જોડ ચશ્મસે, આંસુકો કર રવાં.
જબ મએને ઉસ સનમસે, કહા કયા સબબહેજાં.
ઇખલાસ હમસે કમ હુવા, ઓર પ્યાર ઘટ ગયા. મ૦ ૪
અએસા ગજબતો અબ નકરો, યાર દીલ, રૂબા
કીસ વાસ્તે હુવાહએ, મીઝાજ આપકા ખફા.
સચ પુછીએતો મુજસે, ઝમાના ઉલટા ગયા. મ૦ ૪

પે૦—( ખુશી થઇ ને ) અહા ! બડે ભાઇ, એ
ાનાતો બોહોત અછા કીયા.

હું૦—હાં ભાઇ ( એમ કહી તેના વખાણુ કરે છે)

## ગજલ.

( રાહ ) જનમો જનમ ગુન માનુગી તોરો.

જબ આઇ પ્યારી રંગભરી, સ્વનાજે અદાસે ચટક મટક
ઓર ઘુંઘટકે પટ ખોલદીયે, વોહ રૂપ દીઆયા ચમકચમક
કુછ મુખડા કરતા જમક જમક, કુચઅબરન કરતા જલકજલક
જબ આઇ૦ ૧

જબ પાંવરખા ખુસ વક્તીસેં, તબ પાંયરબાજે જનક જનક
કુછ ઉછલેસીને નાઝ ભરી, કુદે આહે થરક થરક
પેટ રૂપ દીખા કર પ્યારીને, જબ નએન રસીલે મટકમટક
જબ આઇ૦ ૨

ફેર સ્વાંગ બહોત તયારહુએ, ઓર ઠાઠ ખુસીકે જરહુ મ
ગુલ શોર હુવે ખુશ હાલીમે, ઓર નાચને ગાને કે ખટ
મુરદંગેબાજે, તાલબજે, કુછ ખનક ખનક કુછ ધનક ધ
જબ આઇ૦

દીલ શાદ હુવે ખુશહાલીસેં, ઓર અસરતકે સ્વઢંગ હુએ
યેહ જહમકી રંગત હોલીકી, જો દેખને વાલે દંગ હુએ
કુછ હુસનકી જહમકે નાઝભરી, કુછ સોખી નાઝઅદાઓકી
જબ આઇ૦ ૪

ગુ૦—( આ ગાયન સાંભળી બહુ ખુશી થઇ ને ) અહા ! તુમબી બડે ઉસ્તાદ દીખાતે હો.

હું—હમનેબી બોત દીન મગજમારીકી હે.

ગુ૦—હાં, જનાબ એસા કીયેબીના તો ગાનામુશ્કેલહે.

હું૦—અબે એ બાત જાનેદો, ઓર .રી બાત તુમસેં પુછતાહું કે "એ ગાંવમેં કોઇ અછી રંડી મીલેગી "?